આપીએ તે બાઇ ગુપચુપ માલમીલકતનો દાવો કરાવ્યા વગર બેસી રહો. એમ છતાં પણ કદી કોઇની હીમાયતને લીધે ગડબડ કરશો તો નાહક ફજેત થશો પણ કશો ફાયદો મેળવનાર નથી એ નક્કી સમજજો. આવા ચોખાચટ કર્ણકટુક્ત રોકડાં શુકન સાંભળી તે બાઇને બહુજ ખોટું લાગ્યું અને પોતાનો ખરો હીસ્સો મેળવવાને તેણે ન્યાયમંદીરનો આશ્રય લીધો. પરંતુ બહ્માજીના વખતથી ચાલતું આવેલું પોગળ કાંઇ દીલ્લીપતીના અદલ ઇન્સાફી રાજ્યમાં તદન નાશ પામ્યું નહોતું. તેથી તે બાઇના પ્રતીવાદી બન્ને પુત્રોએ પોતાની થેલીઓ છુટી મુકી દીધી તે સબબથી તેમના પાસા પોબાર પડ્યા અને બાઇનો સાચો દાવો રદ થઇ ગયો, અહા ! પૈસો શું કરી શકતો નથી ? જરકી મોહબત જરકે તાબે, જરકા જગમેં બાર હૈ, જીસ તરફ દેખો યારો, જરસે બેડા પાર હૈ. જીણ દીઠે મુનીવર ચળે, તફણ પસારે હથ; કંથા જોલ ધન લાવજો, જીણરો નામ ગરથ. બીચારી બાઇ પાસે નાણાંનાં ઠેકાણાં નહોતાં એટલે તેણીનો સાચો દાવો બરબાદ ગયો અને પૈસાવાળા છોકરાઓનો ખોટો દાવો પણ સાચો ઠર્યો. કેમકે સર્વને પેટ વળગેલું છે. તે પાપી પેટ પોતાના પણને પણ છોડાવી દે છે એટલે બીચારા ન્યાયાધીશો પછી કરે શું? જો પેટ ઘેર મુકીને કચેરીમાં જતા હોય તો તેની ચિંતા માટે શરમ અદબ કે ચીવટ રાખવાની જરૂર ન પડે. શીવ, શીવ, લક્ષ્મી વીનાલાગેણો નર પણ લપોડ ગણાય છે એ વાત ખરી છે. જુઓ કે, લક્ષ્મી વીનાનો લપોડ ચતુર્ભુજ ઢોરાં ચારતો, થઇ બેઠો રણછોડ કે મહેરામણ મથ્યા પછી. માટે જેની પાસે ટકા, તો તેના સૌ સગા, પણ જેની પાસે નહી ટકા, તો બેઠા જોવે ટગટકા. પૈસે બીન બાપ કહે પુત તો કપુત ભયો, પૈસે બીન ભાઇ કહે બન્ધુ દુઃખદાયી હૈ;

પૈસે બીન જોરૂ કહે નટસેં કામ, પૈસે બીન સુસર કહે કીનકા જમા-
હૈ; પૈસે બીન યાર દોસ્તદાર કાહુ ન તજીએ, પૈસે બીન દુનીયામેં
મુંહકું છીપાઇએ; કહે ફરી બીકટરામ, સુનહો દીનદયાળ, પૈસે બીન
મુડદેકું લકડી ન પાઇએ,

જ્યારે આ પ્રમાણે તેના ઓરમાન છોકરાઓના પૈસાના વગ-
વસીલાથી પોતાનો ખરો દાવો રદ ગયો જોયો કે તેણીએ નામદાર
અકબ્બારશાહ આગળ જઇ પોતે પોતાની ઉપર ગુજરેલી સઘળી બી-
ના તેમજ નીચલી અદાલતમાં ચાલેલા કેસની સઘળી હકીકત નીવે-
દન કરી ઇન્સાફ આપવા અરજ કરી. નાંમદાર બાદશાહે તેણીની સ-
ઘળી વાત ધ્યાનપુર્વક સાંભળી તે કેસનો ચુકાદો આપનાર ન્યાયાધી-
શને પોતાની હજુરમાં બોલાવી સઘળી હકીકત પુછી કે આ મુકરદ-
માનો ફેંસલો તમે કેવી રીતે આપ્યો અને ખરા કેસને ખારીજ
( રદબાતલ ) શા આધારે કર્યો? નામદાર શાહનો આવો સવાલ
સાંભળી તે ન્યાયાધીશે પ્રતીવાદીએ અને તેમના સાક્ષી પુરાવા નામ-
દાર શાહ હજુર રજુ કરી કેસનું રૂપ અને નીરાકરણ કરી સંભળાવ્યું
તે સાંભળી નામદાર બાદશાહ પણ વીચારમાં પડયો અને આ વી-
ચીત્ર કેસમાં ખરી બાજુ કઇ હશે તેના શોધન તરફ પોતાની નજર
દોડાવી. નામદાર બાદશાહે તે ફરીયાદી બાઇ એક તરફ બોલાવી પુ-
છયું કે, બાઇ, જ્યારે તમારો પતી તમને પરણી લાવ્યા તે વખતે
તેમની વૃદ્ધાવસ્થા હતી. છતાં પુત્ર પેદા કરવા જેટલું સામર્થ્ય તેઓ
શી રીતે પ્રાપ્ત કરી શકયા ? શું તેમણે કાંઇ વાજીકરણ પ્રયોગો પો-
તાના ઉપયોગમાં લીધા હતા ? વીગેરે વીગેરે જે ખરી હકીકત તમા
રા જાણવામાં હોય તે કહી બતાવો.

આ પ્રમાણે હજુરનું બોલવું સાંભળી પીતારૂપ નામદાર પાસે કહેવા લાગી કે 'પ્રજાપાળક ! આપ તો આ પૂજ્ય પીતા સમાન છો, એટલે આપ આગળ સત્ય વાર્તા જણાવવામાં કશી અડચણ સમજતી નથી માટેજ હું આવાં દુર્ઘટ પ્રસંગમાં લાજ અદબ રાખી મૌન્ય બનું તો 'લાજે વણસે કાજ' માટે સત્ય વાર્તા કહું છું કે મારા સ્વામીનાથે મારૂં પાણી ગ્રહણ કર્યું ત્યારે જરા ઘડપણ અને વ્યાધિઓને દુર કરનાર રસાયનરૂપ આમ્રપાક એક સારા વૈદ્યશાસ્ત્રીના હાથથી વીધીયુકત સેવન કર્યો હતો તેનાજ પ્રતાપથી મારે ગર્ભ રહ્યો હતો.

આ પ્રમાણે બાઇનું બોલવું સાંભળી શાહે તર્ક કર્યો કે "જો આમ્ર પાકના પ્રતાપથી આ બાઇને ગર્ભ રહ્યો હશે તો ખચિત તેના પતિના વિર્યમાં તે આમ્રરસના ગુણોની અસર રહેવીજ જોઇએ અને તે વીર્યથી ઉત્પન્ન થયેલો જો આ પુત્ર હસે તો તેના પ્રસ્વેદમાં પણ તે વાસના અવસ્ય હોવીજ જોઇએ; કારણ કે ભાવમિશ્ર, સુશ્રુત, ચર્ક વાગ્ભટાદિ મહરષિઓએ તે વાકય વિષે વેદ—સ્મૃતિ અને પુરાણના દાખલાઓ આપી સિદ્ધ કરે છે કે પીતાના વીર્યમાં અને માતાના રૂધિરમાં જે ગુણદોષ પ્રકૃતી રહેલી હોય છે તેજ તેઓનાથી ઉત્પન્ન થયેલા સંતાનોમાં અવસ્ય દાખલ થાય છે, તો સિદ્ધાંત વારતા છે કે તે આમ્રપાકથી ઉત્પન્ન થયેલ વીર્ય અને તે વીર્યથી ઉત્પન્ન થયેલ સંતાન તેમાં તેનો અસર કેમ ન હોય ?" એમ વિચારી એક નોકરને હુકમ કર્યો કે "આ બાઇના દીકરાને સુંદર પાણી વડે સ્નાન કરી ઉમદા ગરમ કપડા પહેરાવી પ્રસ્વેદ ( પરસેવો ) આવે તેવી રીતે દોડાવી એકદમ મારી પાસે લાવો." આ હુકમ થતાં વેતજ નોકરે તેજ પ્રમાણે હુકમ બજાવી જ્યારે પરસેવાથી ઝેબઝેબાં થઇ ગયેલ

તે પુત્રને લાવી રજુ કર્યો ત્યારે શાહે ખુદ પોતાના હાથે સ્વચ્છ રૂ-માલવડે તેનો પ્રસ્વેદ લુછી નાખી તે રૂમાલ કચેરીમાં બેઠેલા સુજ્ઞ દરબારીઓને આપી કહ્યું કે “ આ રૂમાલમાં શાની વાસના આવે છે ? તે બરોબર વિચારી તપાસો. ” દરબારીઓએ તે રૂમાલને સારી રીતે સુંઘી તપાસ્યો તો તેમાં કેરીના રસ જેવી ખુશબો જણાવી તેથી હજુર પ્રત્યે વિનવ્યું કે “ નેક નામદાર ! આ રૂમાલમાં કેરીના રસ સમાન સુંગધી આવે છે ? ” તે સાંભળી શાહને પ્રતીતી થઇ કે “ ખચીત તે અમ્રપાકના પ્રતાપથી તેના પતીના સંગથીજ આ પુત્ર થયેલો છે માટે આ બાઈ સત્ય છે અને પ્રતીવાદીઓ નાહક બીચા-રી બાઇને શીર કલંક ચોટાડવા તથા બદ દાનત વડે તેનો હિસ્સો પચાવી જવા આ તરકટ આદરેલ છે એમાં જરા પણ શક નથી !” એજ નિશ્ચય કરી પ્રમાણે ત્રીજો હીસ્સો તેજ વખતે આપવા અને બદ દાનત વાળાને યોગ્ય શિક્ષાનો હુકમ કર્યો.

---

## વારતા ૬૯મી.

જન્મી આપે કુજાતિમા, કરે સુજાતિનાં કામ,
વિષીમુખમાં મણિ નીપજે, છતાં ઝરે વિષ સ્યામ.

**નરસિંહલાલ.**

દિલ્લી શહેરમાં એક મુસલમાનનો યુવાન નોકરો યુવાનીના મદમાં મસ્ત થઇ કાંઇ કારણસર પોતાના પીદર ( બાપ )ને મારવા ઉઠયો અને પગરખાવડે માથામાં પાંચ સાત ઘા કરી દીધા તેથી તે બિચારો ઘરડો બાપ મોટી બુમ મારી રડવા લાગ્યો તેથી આસ-પાસમાં રહેતા લોકો એકઠા થઇ ગયા અને તે દુષ્ટ ઉન્મત છોકરાને

પકડી લીધો; તદપી વારંવાર મારવા માટે હુમલા કરતો તેથી છેવટે પોલીસે ( ચોકીના સીપાઇઓએ. ) તેને પકડીને નામદાર હજુર લેઇ ગયા અને તેના અઘટિત કર્મ સંબંધી હકીકત જાહેર કરી તે સાંભળતાં વેતજ શાહ અત્યંત કોપાયમાન થઇ ગયો અને તે દુષ્ટ છોકરા પ્રત્યે કહ્યું કે " કમરે મુર્ખા જે આપણને પાળીપોશી કેટલાં દુખો વેઠી ઉછેરે છે ( પ્રતિપાલન કરે છે ) તેનેજ આ પ્રમાણે માર મરાય કે ? એવો કોણ બેવકુફ હશે કે પોતાના પોષણ કરનારને મારે અગર આવું અપમાન કરે ! ? " ઉદ્ધત પણ સમજુ છોકરો દાવ ઉપર સોગટી મારવાનો લાગ આવ્યો જાણી હાથ જોડી બોલ્યો કે " નામદાર ! આપ ફરમાવો છો તે કેવળ સત્ય છે અને એમ કરવાથી મહા પાપ થાય છે એમ હું માનું છું પરંતુ આપણી આંખનું કુશળ ચાહી પારકાની આંખમાં કુશળ પહેરાવવા જવું એ શું આપ સરખા નામદારને વ્યાજબી છે ! આ પ્રમાણે તે છોકરાનું બોલવું સાંભળી શાહ વિસ્મયસહ બોલ્યો કે " તે શી રીતે મારી ગેરવ્યાજબી વાર્તા છે ? તો તું જણાવ " ઉદ્ધત છોકરો બોલ્યો કે " ગરીબ પરવર ! જ્યારે પાલણ કરનારને મારવા કિંવા અપમાન કરવા માટે આપને દુઃખ ઉત્પન્ન થાય છે ત્યારે હજારો બાળકો અને મનુષ્યનું જે બીનસ્વાર્થે પાલણપોષણ કરે છે તેવી નિર્દોષ ગરીબ, મોઢામાં ત્રણ ( ઘાસ ) ને ધારણ કરનારી ગાયોને મારવી કિંવા તેમનું અપમાન કરવું એ ઠીક છે ? સુરા લોકોનો એ ધર્મ છે કે જેના હાથમાં શસ્ત્ર નથી તથા જેણે દાંતમાં તરણું ધારણ કર્યું હોય તેવા માથાના વાઢનાર શત્રુને પણ મારવો નહિં; પરંતુ અભયદાન આપવું તો તે રીતીથી આપ ઉલટી રીતે વર્તો છો તેનું કશું નહી અને મેં મારા પીતાને માર્યો તો તે વિષે આપ

ગુસ્સે થાઓ છો તેથી એમ ચોખુ જણાઇ આવે છે કે એ ખુદાનો કાયદો ગરીબોને માટેજ હશે પણ આપ જેવાઓને માટે નહી હોય અને જો હોયતો '**હાથીના દાંત દેખાડવાના જુદા અને ચાવવાના જુદા**' તેનું કારણ શું ?

આ પ્રમાણે નિશંકપણાનાં નીતિ યુક્તી વચનો સાંભળી શાહે વિચાર્યું કે "આ છોકરાનું કહેવું સત્ય છે તથા મારા અમલમાં એ નિરપરાધી ગૌમાતાનો વધ થાય છે એ ખરેખર અઘટીત પ્રકાર છે એમાં જરા પણ ખોટુ નથી, માટે આજથી તે અઘોર કૃત્ય મારા રાજ્યમાં ન બને તેમ અવસ્ય બંદોબસ્ત કરવો એ દૃઢ સંકલ્પ છે." એમ નિશ્ચય કરી ગૌવધ થતો અટકાવવા સખ્ત હુકમ સાથે ઢંઢેરો ફેરવ્યો અને નિર્દય નઠોર–ઘાતકપણું બંધ પાડી સકળ પ્રજાની પ્રીતિ સંપાદન કરી.

---

## વારતા ૭૦ મી.

છળથી છુપાવે સત્યને, પણ છેવટ ન છુપેજ;
આખર ખુલ્લું થાય સહુ કષ્ટ બહુ પામેજ.

**ધનલક્ષ્મી.**

શહેનશાહ અકબર શાહના રાજ્યમાં એક ગરીબ મનુષ્યની છોડીનું કોઇ એક તાલંબાજ હરણ કરી ગયો અને દીલ્લી શહેરમાં રહેનારી એક વેસ્યાને ત્યાં તે છોડીને પૈસા લઇ વેચી દીધી; તદનંતર તે વેશ્યાએ તે છોડીને ગાયનનૃત્ય અને પૈસા હરણ કરવાની અચ્છી કળા શીખવી, તેથી પોતાનો ધંધો ઠીક ચાલવા લાગ્યો અને પૈસો પણ સારો સંપાદન થવા લાગ્યો.

વાચક વૃંદ ! અમૂલ્ય ગુણીજન પુરૂષ દૂરબળ અવસ્થામાં કે સંકટમાં આવી પડયો હશે તેમ તે ધનાઢ્ય આગળ કાલાંવાલાં કરશે પણ તેને કોઇ આશ્રય આપવા ચાહશે નહિ; પરંતુ સ્ત્રી ચાહે તેવી દુરગુણી હશે તદપિ રૂપ ચટક મટક અને ચાળાઓને જોઇ તે એ બદામની બૈરીને સર્વ અમીર ઉમરાવ સરદાર સોગઠીઆઓ વગેરે ચાહનાવડે આશ્રય આપી આધીન બને છે બનશે એટલુંજ નહી પણ તેના શબ્દ ઉપર વગર મુલ્યે વેચાશે; પરંતુ એમ કોઇ વીચારતું નથી કે—મદ ગુણવાનને વિપત્તી વખતે અવસ્ય બની શકે તેટલો આ શ્રય આપવો; કેમકે વિપત્તીનું વાદળ એક દિવસ સર્વના ઉપર ઝુમે છે જ માટે અણિ સાચવી લેવાની બહુ વડાઇ ગણાય, તેમ તે ઉપ કારમા બદલામાં ખાનદાન ગુણીજનો ખરી વખતે માથાં અર્પણ કરે છે પણ સ્ત્રી પુરૂષ પૈસા દોલતની દરકાર રાખતા નથી ! અને સ્ત્રી તો કેવળ જ્યાં સુધી તેનો સ્વાર્થ સંધાશે ત્યાં સુધી આપની થશે તેમ બહુ રીઝી જશે તો 'મુત્ર પાત્ર'—નકર—દાર—સુમતી સદગુણ અને સુયશ રૂપ ધ્રુતનો નાશ કરનાર 'જાજુલ્યમાન અગ્ની કુંડ' તમારા આગળ ધરશે; છતાં પણ શું મોહ જાળની પ્રબળતા છે કે દીવો લેઇનેજ કુવામાં પડે છે. અહા ! કામ દેવની પણ બલીહારી છે !

હવે તે છોકરીના પીતાએ છોકરીની ઘણી શોધ કરી પરંતુ ક્યાંય પતો લાગ્યો નહી તેથી બીચારો નીરાશ બન્યો અને ગાંડાની માફક જ્યાં ત્યાં ભટકવા લાગ્યો.

એક વખત ફરતો ફરતો દિલ્લી શહેરમાં આવ્યો અને શહેરમાં ફરતાં નાયકાના ઘરો ભણી જઇ લાગ્યો એક વેશ્યાની હવેલીના ઝરોખામાં બેઠેલી શ્યામા—નાયકાને નિહાળી વિચારવા લાગ્યો કે, આ

ઝરોખામાં બેઠેલી સ્ત્રી ખચીત મારી પુત્રી હોવી જોઇએ, પરંતુ આ-
વા નીચ કર્મ સુધી કેવી રીતે પહોંચી? એમ વિચારી પોતાની ઓ-
ળખાણ આપવા તે સ્ત્રી પ્રત્યે કેટલીક પ્રેમ વાત્સલ્યતા સાથે .વાર્તા-
ઓ કરી પણ તેણીએ તો તે તરફ જરા પણ લક્ષ આપ્યુંજ નહિ.
કાશીના પંડીતો કેમ જીત્યા? તેઓએ કહ્યું તે .મેં માન્યુંજ નહિ
તેવો બનાવ બન્યો; તેથી છેવટે લાચાર બની અકબરશાહની હજુર
ફરીયાદ કરી. તે ફરીયાદીની હકીકત સાંભળી સદરહુ અને બેવફાદાર
છોડીને બોલાવી મંગાવી. બાદશાહે વેસ્યા પ્રત્યે પુછ્યું કે? આ છો-
ડી કોની છે? તે સાંભળી વેસ્યા બોલી કે, જી હજુર, જ્યારે આ
છોડી નાની અવસ્થામાં હતી તે વખતે એને એક ફકીર લઇને આ-
વ્યો હતો અને પોતાનીજ દીકરી છે એવો પક્કો વિશ્વાસ આપી
હજાર રૂપીઆ લઇ વેચી ગયો ત્યારે મેં પુષ્કળ દ્રવ્ય ખરચી તેને
નૃત્યાદિની ઉત્તમ કળામાં પ્રવીણ બનાવી; તેમ આ છોડીને મેં જે
વખતે વેચઉ લીધી તે વખતે ઘણાં માણસોને શાક્ષી રાખી લીધેલ
છે અને તે શાક્ષીદારો અહીંયાં મોજુદ છે માટે નામદારે ખાત્રી કરી
લેવી જોઇએ. આ પ્રમાણે વેસ્યાનું ઠાવકું બોલવું સાંભળ ગવાહી
(શાક્ષી) ઓને બોલાવી હકીકત મેળવી તો વેસ્યાના કહેવા પ્રમાણેજ
વાત જણાવી; તેમજ તે છોડીની જુબાની લીધી તો તેણે જણાવ્યું
કે, હું કેવળ અણુસમજણી હતી તે વખતે મારી મા મરણ પામી
હતી એટલે ચોકસ નથી કહી શકતી કે અમુક વર્ષે મરણ પામી છે
પરંતુ મારી માના મુઆ પછી મારો બાપ ફકીર થઇ ગયો હતો
એને તેજ આ નાયકાને ત્યાં વેચી ગયો હતો ત્યાર પછી મારા બા-
પની પણ મને ખબર નથી કે તે જીવે છે યા મરણ પામ્યો છે.

યદ્યપિ તે છોકરીની આ પ્રમાણે જુબાની સાંભળી, તદ્યપિ

શાહને ખાત્રી પડી નહીં કેમકે જે કપટનાજ માતા પિતારૂપ મનુષ્યો હોય છે તેઓની સત્ય વાર્તા હોય તથાપિ પ્રતીતી પડતી નથી; અર્થાત ગ્નાની, પંડિત, સુધડનાર, નૃત્ય કરનાર (ભવઇયા નાટકવાળી-ભાંડ), રાજા, ભાટ કિંવા કવીતા કરનાર, કથા કથ્યક લોકો અને વેસ્યા એ આઠ જણાઓ કપટને જન્મ આપનારજ ગણાય છે માટે કોણ જાણે કે શું કાપટ્યપટુતા કેળવી હશે? એમ વિચારી શાહે તે વેસ્યા અને છોકરીને બીજે દીવસે હાજર રહેવાનું ફરમાવી રજા આપી. ત્યારપછી તે ફરીયાદીને પુછ્યું કે, એ તમારી દીકરીનું નામ શું પડેલું હતું! તથા કયા કયા નામથી બોલાવ્યે તે ઝટ બોલતી હતી? શાહનું બોલવું સાંભળી ફરીયાદીએ અરજ કરી કે નામદાર, નાનપણમાં એનું નામ અમીના પાડયું હતું તેમજ તે નામથી ઝટ દોડી આવતી હતી. તે સાંભળી શાહે પુખ્ત વિચાર સાથે તર્ક ઉઠાવી સાચી વારતાને એની મેળેજ પ્રકાશમાં લાવવા યુકિત રચી.

જ્યારે બીજે દીવસે શાહ કચેરીમાં આવી તખ્ત ઉપર બીરાજમાન થયા અને ચોપદાર પ્રત્યે હુકમ કર્યો કે, બહાર અરજદારો પૈકી કાલવાળી છોકરી અમીનાનું નામ પોકારો? તે સાંભળી, અમીના હાજર છે? એમ ત્રણ વખત પોકાર પાડ્યા કે તુરત તે વેસ્યાની છોકરી, હાજર છું. એમ બોલી આગળ આવી, એટલે તેને શાહના હજુર ઉભી કરી. શાહે તે છોકરીને પુછ્યું કે, તારૂં નામ સકીના છે છતાં તું અમીના નામથી પોકાર પાડે કેમ બોલી? આ પ્રમાણે શાહનું પ્રશ્ન સાંભળી બોલી કે, જી હજુર, મારો બાપ મને નાનપણમાં અમીના, એ નામથી બોલાવતો હતો તેથી સ્વભાવિક તે નામ સાંભળી હું આપ હજુર હાજર થઇ, આ જવાબ સાંભળવાથી શાહની ખાતરી થઇ કે, આ છોડી ફરીયાદીનીજ છે એમાં જરા શક

નથી. કેમકે જે એના પિતાનું કહેલું નામ હતું તેજ નામથી પોતે બોલી ઉઠી તેથી ખાતરી થાય છે કે તે કોઇ પણ માણસ કોઇ કારણસર પોતાના નામ ઠામ કુળને કૃત્યાકૃત્યને છુપાવે, પરંતુ કોક વખતે પણ તેનાથી ખરી વારતા બોલાઇ જવાય છે. કિંવા ખરી વારતાનો સત્યાસ પડી આવે છે એમાં જરા ખોટું નથી. એમ ખાતરી કરી વેસ્યા તથા ખોટી શાક્ષી પુરનારને યોગ્ય શીક્ષા કરી અને તે છોકરીને પોતાના પિતાને તાબે થવાની ફરજ પાડી; પરંતુ તે ફરીયાદી પ્રત્યે શાહે જણાવ્યું કે, હવે આ છોડી તારા ભલામાં મરજી રહેશે નહિ. તેમ તેનાવડે તારો જીવ ખોઇશ માટે કોઇ શોખીન પુરૂષ જોઇ તેને અર્પણ કરી દે; કેમકે ખાનપાન અને એશઆરામમાં લોલુપ્ત બનેલ છે માટે તે હરામચસ્કો મટશે નહિ માટે તે કાર્ય જલદીથી કર. આ પ્રમાણે શાહનો હુકમ સાંભળી તેણે તેજ હુકમને માથે ચઢાવી અમલમાં આણ્યો.

---

## વારતા ૭૧ મી.

ચાહે ચતુરને તો સહુ, એમાં શું અધિકાઇ?
પણ તસ સહવાસી તણી, ચાહ કરે સહુ ભાઇ!

**વનમાળી.**

એક સમય શાહે બીરબલ પ્રત્યે કહ્યું કે “બીરબલ! આપણી મીત્રાઇ થઇ ત્યારથી અદ્યાપી પર્યંત તમારા ભાષણથી નિરંતર મને આનંદ ઉત્પન્ન થયો છે, પરંતુ આજે મારી એવી ઇચ્છા થઇ કે ચતુર નરના સહવાસમાં રહેનાર બીઓ પણ ચતુર હોવી જોઇએ તેથી તમારી પત્નિ (સ્રી) નું ભાષણ સાંભળવા આતુર છું માટે

તમારી સ્ત્રીને મારી હજુર મોકલી દો; કારણ કે તેની બોલવા ચાલવાની કેવા પ્રકારની પદ્ધતી છે ? તે જાણવામાં આવે. ”

આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી બીરબલે જેવો નામદારનો હુકમ એટલું બોલી પોતાને મુકામે ગયો અને બાદશાહ સાથે થયેલી વાતચીત પોતાની પત્નિ (સ્ત્રી) ને કહી સંભળાવી તેથી ચતુર અને પત્નિ ધર્મને જાણનારી મનોરમા મધુર વચનો વડે બોલી કે પ્રાણનાથ ! શું ચિંતા કરવા જેવું છે ? કેમકે શુદ્ધ બુદ્ધિથી શાહ મારી ચાતુર્યતા જોવા ચાહે છે તો બેધડકપણે તે પુછશે તેનો ઉતર આપી પાછી આવીશ ” માટે તે વાતોના સંબંધમાં આપ જરા પણ ચિંતા-ખેદ કરશોજ નહી ? આપ પ્રતાપે હું શાહને જવાબ આપીશ.

જ્યારે યુક્ત પ્રમાણે પોતાની સ્ત્રીનાં વચનો સાંભળ્યાં ત્યારે હિમ્મત લાવી તેમ પોતાની યોગ્યતા પ્રમાણે પોશાક, શણગાર અને મુલાજા સાથે દરબારમાં મોકલી.

જે વખતે બીરબલની સ્ત્રીના આવવાની ખબર અકબરશાહના જાણવામાં આવી તે વખતે રાજમહેલમાં તેની રમુજ તથા વાક્ય ચાતુરી જોવા બીરાજ્યા જ્યારે બીરબલની પત્ની આવી ત્યારે તે સાથે સમજ સુંદર મધુર મનોરંજક ભાષણ—વાતચીત થવાથી જેવી રીતે બીરબલના ભાષણથી સંતોષ અને આનંદ થતો હતો તેવોજ સંતોષ અને આનંદ થયો તેથી એક સુંદર અરબી ઘોડો ખુદ પોતાને જે વ્હાલો હતો તે બક્ષીસ કર્યો. તે વખતે ઘોડો ખુંખારવા લાગ્યો તે જોઇ શાહે બીરબલની સ્ત્રીને પુછ્યું કે ' બ્હેન આ ઘોડો શું કહે છે ? ' આવું શાહનું પ્રશ્ન સાંભળી બીરબલની પત્નિ બોલી કે દિલ્લીપતી વીર ! આ ઘોડો એમ કહે છે કે—મને નામદારે તમને આજે બક્ષીસ ખાતે આપી દીધો છેમાટે આજ પછી હવેથી મારા

માલીક તમો છો પણ બાદશાહ સાહેબ માલીક નથી ! આ પ્રમાણે ઉત્તર સાંભળી શાહ તેના હાજરજવાબીપણા માટે ઘણોજ ખુશી થયો અને તે બદલ સુંદર વસ્ત્રાલંકાર આપી પુર્ણ સન્માનથી સંતોષી રજા આપી અને તે આનંદ વડે પોતાને મુકામે આવીને પતીને પગે લાગી અને બનેલી બીના વીદીત કરી. જેથી બીરબલ પણ ઘણોજ ખુશી થયો.

---

## વારતા ૭૨ મી.

એક એકથી અધીક છે, અકલવંત જગમાંહ્ય;
બહુ રત્ન ધારીણી ધરા, કરો ન ગર્વ કદાય.

બુલાખી.

### અધર ઝુલતો મહેલ.

એક વાર અકબરશાહે બીરબલને કહ્યું કે મારા માટે એક એવો મહેલ બનાવો કે જેના થાંભલાઓ ન તો જમીનઉપર રહે કે ન તો આકાશમાં અડે, અર્થાત આધાર શીવાય અંતરીક્ષ ઝુલતો મહેલ તૈયાર કરાવો. તે સાંભળી બીરબલે કહ્યું કે જેવો નામદારનો હુકમ.

તદંતર રાજ્ય સંબંધી આનંદપ્રદ વાતો કરી બીરબલ પોતાને મુકામે ગયો અને એટલો બધો ચિંતાતુર બન્યો કે કોઇ પણ પ્રકારનું તેને ચેન પડયું નહિ. જ્યારે આ પ્રમાણે અતી ખેદવંત થયેલા બીરબલને પોતાની દીકરીએ જોયા. તે વખતે મૃદુ વચને પ્રેમ સાથે

બોલી કે પુજ્ય પિતાજી ! આજે શું આટલી અભેદ ચિંતા આવી લાગી છે કે જેનો ભેદ કહેવાને આપની મતી હારી ગયો છે ! તથા મહા મતીમાન પુરૂષ પણ કદાચિત મુઝવણમાં આવી પડે છે. કેમકે સર્વજ્ઞ એક હરિ માટે તે વિષે ન શોચ ન કરતાં મને શોચ ન કરતાં મને કહેવા માટે જો કશી અડચણ ન હોય તો બેલાશક વાકેફ કરો. કહ્યું છે કે કુવા કુવાનાં પાણીમાં નવીન નવીન પ્રકારના સ્વાદ વાળું પાણી છે. કપાળે કપાળે જુદી જુદી અભીનવ પ્રકારની ઇશ્વરી બક્ષીસવાળી બુદ્ધિચાતુર્યતા છે / દેશ દેશને વિષે જુદા જુદા આચાર વિચારો છે અને મનુષ્ય મનુષ્યના વિષે જુદા જુદા પ્રકારની ખુબી ચાતુરી, હુંશીયારી, લાવણ્યતા અને વાકયવિલાસની મજા રહે છે. તેમજ મનમાં પેદા થયેલી મુઝવણ માટે આપણાથી અધીક બુદ્ધિશાળી કીંવા સહેજ બુદ્ધિવાળા માણસની પાસે જો તે મનની વ્યથા જ્યાં સુધી કહીએ નહિ ત્યાં સુધી તેનો અંત આવતો નથી. કારણ કે બીજા પાસે તે મુઝવણ કહેવાથી પોંતાની છાતી હલકી થાય છે. મનને આધાર મળે અને વખતે તે મુઝવણનો નાશ કરવાનો ઉપાય પણ હાથ લાગી આવે છે, કેમકે મતીવાન માણસ હોય તેને કદાચ મુઝવણ થઇ આવવાથી તેની મતી મુંઝાઇ જાય છે તે વખતે બીજાની અવસ્ય સહાયતા લેવી પડે છે.

આ પ્રમાણે ધૈર્યસહિત નીતીનાં વચનો સાંભળી બીરબલ બોલ્યો કે વ્હાલી દીકરી ! તારૂં કહેવું ખરૂં છે. જણ જણને પુછતાં નર પંડીત થાય એમાં જરા પણ શક નથી. એમ કહી સઘળી હકીકત તેણે તેણીને કહી સંભળાવી. તે ડાહી દીકરીએ તે વાત સાંભળી તેણે જણાવ્યું કે, પીતાજી / આવી એક નજીવી વાતને માટે

શા સારૂ આટલા બધા શોકમાં પડ્યા હતા કે એ વાતનો ખુલાસો તો સહેજમાં બને તેમ છે. તમે તે માટે જરા પણ ઉદાસ થશો નહિ. આપની કૃપાથી બાદશાહની એ વાતનો ખુલાસો આપને આ-જથી માત્ર પંદરજ દીવસમાં કરીશ. આપ સુખેથી આપના મનની ચીન્તા દુર કરો અને આપના કામમાં પરવરો. આમ કહી તેણી પો તાના ઘરકામમાં પરવરી. આ બાજુ બીરબલ પણ આ થયેલા ખુ-લાસાથી પોતાના મનની ચીન્તા દુર કરી રાજકાજમાં પરવર્યો. તેને પોતાની પુત્રીનાં બુદ્ધિબળની ખાત્રી હોવાથી તેને યકીન હતું કે જરૂર આ કામ તેણી પાર પાડશેજ.

હવે બીરબલની પુત્રીએ દશ પંદર પ્રખ્યાત રમાનની પેદાશ-વાળા પોપટો ખરીદ કરી તેમને મહેનત લઇ એક એકાંત સ્થાનમાં ભણાવવા માંડ્યા. તેણી તેમને એટલુંજ બોલતાં શીખવાડતી હતી કે ઇંટો લાવ, ચુનો લાવ, લાકડાં લાવ. જ્યારે આ શબ્દો બોલતાં તે પોપટો ઠીક ઠીક શીખી ગયા તે વખતે તેણીએ પોતાના પીતાશ્રીનાં હાથમાં તેઓને આપીને કહ્યું કે, પીતાજી ! આ સઘળા પોપટો ત-મારા બાદશાહના સવાલનો જવાબ આપશે. આ પોપટોને કોઇ ન જાણે તેમ એક મહેલના ઉંચા મજલાવાળા ઓરડામાં યુક્તિવડે છુ-ટા મુકી માત્ર પવન સારી રીતે આવજા કરે તેમ ગોઠવણ રાખી બારણાં બંધ કરી જાળી ખુલ્લી રાખજો અને શાહના મહેલ સંબંધી ખુલાસો આ પોપટોજ શાહને કરી આપશે. પરંતુ એટલું ચોક્કસ રાખજો કે આપણી આ યુક્તિની ખબર શાહને કે બીજા કોઇને ખ-બર ન પડે, બાકીની બધી આ પેચની ખુબી તો આપના સમજ-વામાં આવી ગઇ હશે એટલે એ બાબતમાં આપને વિશેષ સમજાવ-

જવાની જરૂર નથી. એમ કહી તેણીએ તે પોપટો પોતાના પીતાને સ્વાધીન કર્યા,

બાદ તે પોપટોને લઇ બીરબલ એક એકાંત ભુવનમાં લઇ પોતાની પુત્રીના કહ્યા પ્રમાણે છુટા મુકી દીધા. જ્યારે તેઓ તે ભુવનમાં છુટા થયા કે તરતજ ઉડી ઉડીને તે ભુવનમાં ઉંચા ભાગ ઉપર બેશી તથા ઉડતા ઉડતા શીખવ્યા પ્રમાણે બોલવા લાગ્યા. બાદ બીરબલે શાહ અગાડી જઇ વીનંતી કરી કે, ગરીબપરવર ! અંતરીક્ષ મહેલ બાંધવા માટે મીસ્ત્રીઓ અંતરીક્ષ જઇ ખોટી થાય છે અને ઉતાવળા થાય છે કે ઇંટો લાવો, ચુનો લાવો, લાકડાં લાવો એમ વારંવાર પોકાર્યા કરે છે, માટે હવે તો જલદીથી કડીઆ, સુતાર અને મજુરોને ઇંટો, ચુના તથા લાકડાં સાથે અંતરીક્ષ મોકલી આપો. બીરબલનું આ પ્રમાણે બોલવું સાંભળી નામદાર બાદશાહે બીરબલને કહ્યું કે, જ્યારે હું મીસ્ત્રી લોકોનું બોલવું કાનોકાન સાંભળું તોજ તમારી વાત ખરી માનું. આ ઉપરથી બીરબલ નામદાર અકબરશાહને તે એકાંતભુવન આગળ કે જેમાં તે મીસ્ત્રીઓ ( બીરબલની પુત્રીએ શીખવાડેલા પોપટો ) હતા ત્યાં આગળ લઇ ગયો અને કહ્યું કે, નામદાર ! ઉપર મીસ્ત્રીઓ શું કહે છે તે આપ ખાત્રી કરો કે મારી વાત સાચી છે યા નહિ ?

જ્યારે નામદાર શાહે બીરબલના જણાવ્યા પ્રમાણે અંતરીક્ષ માર્ગથી મીસ્ત્રીઓના ઇંટો લાવો, ચુનો લાવ, લાકડાં લાવ એ પ્રમાણેના ઉપરાઉપરી આવતા અવાજો કાનોકાન સાંભળ્યા અને બીરબલનું કહેવું ખરૂં છે એવી પોતાની ખાત્રી થતાં નામદાર શાહ વિ

સમય થયો. હવે નામદાર શાહ તે મીસ્ત્રીઓના પોકારવા પ્રમાણે કડીઆ, મજુર તથા સુતારોને ઇંટો, ચુના તથા લાકડાં સાથે અંતરીક્ષ ( અંતરીઆળ ) તે મીસ્ત્રીઓ પાસે બીરબલના કહેવા પ્રમાણે શી રીતે પહોંચતાં કરવાં તેના ઉંડા વીચારમાં પડયો, આખરે એક પણ રસ્તો ન જડવાથી બાદશાહે બીરબલને કહ્યું કે, બીરબલ ! કડીયા, સુતાર તથા મજુરોને ઇંટો, ચુના તથા લાકડાં સાથે મીસ્ત્રીઓના કહેવા પ્રમાણે અંતરીઆળ શી રીતે તેમની પાસે મારે પહોંચતાં કરવાં ?

બાદશાહનું આ પ્રમાણે બોલવું સાંભળી બીરબલે નામદાર શાહને વિનંતી કરી કે, પરવરદીગાર ! જો આપ કડીઆ, સુતાર તથા મજુરોને ઇંટો, ચુના તથા લાકડાં સાથે તેઓની પાસે અંતરીક્ષ પહોંચતાં ન કરી શકો તેમ હોય તો આપની આજ્ઞા પ્રમાણે તઇયાર કરવામાં આવતો મહેલ મીસ્ત્રીઓ સામાન અને માણસો વગર અંતરીક્ષમાં કેવી રીતે અને શેનો બનાવશે તેનો આપજ વીચાર કરો. તેમજ જો આપ તેમના માગવા પ્રમાણેનાં સાધનો તેમની પાસે અંતરીક્ષમાં મોકલી શકો તેમ નથી તો પછી મારે મીસ્ત્રીઓને નાહક હેરાન કરી વિના સ્વાર્થે તેમના પગાર વિગેરેની નુકશાની રાજ્યની તીજોરીને વેઠવી પડે તેમાં શો ફાયદો ? માટે હવે આ અંતરીક્ષ મહેલ બનાવવાની બાબતમાં આપ જે હુકમ ફરમાવો તે પ્રમાણે તેનો બંદોબસ્ત કરૂં ! આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી નામદાર બાદશાહ ઘણોજ ખુશી થયો અને બીરબલનાં બુદ્ધિબળની તારીફ કરી સુંદર પોષાક બક્ષ્યો.

---

## વારતા ૭૩ મી.

કંચન કેરી ખાણુમાં, લોહ ન નીપજે લેશ;
સુઘડ પિતાના સુત સદા, હોયજ સુઘડ હમેશ.

ગંગાબાઈ.

## બાપ તેવા બેટા યાને તુખમે તાસીર.

એક સમયે બીરબલ જે વખતે કચેરીમાં નામદાર બાદશાહની હજુરમાં ગયો તે વખતે પોતાના સાત આઠ વર્ષના છોકરાને પણ પોતાની સાથે કચેરીમાં લઇ ગયો હતો. તેને જોઇ નામદાર શાહે તેની હુંશીઆરી જોવા માટે પુછ્યું કે, કેમ વજીરજાદા ! તમને હિંદી બોલી આવડે છે કે ? તે સાંભળી નામદાર શાહ સામે હાથથી અદબ કરી બીરબલપુત્રે તે નામદારના સવાલના જવાબમાં જણાવ્યું કે, હા નામદાર ! મને હિંદી ભાષા થોડી ઘણી આવડે છે, નામદાર શાહે તેના આ જવાબથી વિસ્મય પામી ફરી પુછ્યું કે વજીરજાદા ! તમારા આમ કહેવાની મતલબ શું છે તે અમને સમજાવો. વજીરજાદાએ જવાબ આપ્યો કે નામદાર ! મારા આમ કહેવાની મતલબ એ છે કે જે લોકોને હિંદી બોલી ઘણી સુંદર આવડે છે તેઓના કરતાં મને થોડી આવડે છે અને લોકોને મારા કરતાં થોડી આવડે છે તે લોકોનાં કરતાં મને વધારે આવડે છે. આ પ્રમાણે વજીરજાદા (પરધાન પુત્ર ) નું ખુબી ભરેલું બોલવું સાંભળ્યું ત્યારે શાહ ઘણોજ હર્ષવંત બની સભાસદો પ્રત્યે કહેવા લાગ્યો કે—જુઓ સોબતે

અસર અને હુકમે તાસીર'નો દાખલો પરત્ક્ષ નજર અગાડી મોજુદ છે ! જેમ વિદ્યા વીલાસી માલવપતી મહારાજા ભોજ અગાડી એક વખત વીદ્વાન બ્રાહ્મણનું કુટુંબ આવ્યું હતું તેને ભોજરાજે ( સરસ્વતી કુટુંબ ) નો ચાંદ આપ્યો હતો તેમજ આ રાજા સાહેબ (બીરબલ)નું કુટુંબ 'બ્રહ્મ વતી' કુટુંબ છે એમાં જરા શક નથી ! ધન્ય છે એઓના અને મારા ભાગ્ય ભુવનને ! !

---

# વારતા ૭૪ મી.

## સમશ્યા સમજવી સ્હેલ નથી.

સમસ્યા સમજવી સ્હેલ નહી, પણ છે બહુ મુશ્કેલ.

એક સમય પ્રાતઃકાળે શહેનશાહ અકબર યમુના નદીના કીનારા ઉપરના રાજ મહેલના ઝરોખામાં બેસી નદીના ઘાટ–જળ તરંગ અને મનુષ્યોની રમુજ જોતા. તે વખતે એક નવ યોવના સુંદર મનોહર સ્વરૂપવંત સ્ત્રી યમુનાના ઘાટ ઉપર એક બારીક શ્વેત વસ્ત્ર પહેરી અન્ય વસ્ત્રો ધોઇ યમુનાના જળમાં સ્નાન કરી બહાર આવી. તે વખતે પલળી ગયેલું ચીર શરીર સાથે સંલગ્ન થઇ (ચ્હોટી) ગયું હતું અને માથાની વેણી છુટેલી હતી તેથી તે ભીજેલી વેણીને બન્ને હાથવડે સુધારી ઝાટકી બન્ને સ્તનો ઉપર રાખી વસ્ત્ર બદલતી હતી તે છબીની છટા જોઇ શાહે એક ઇંદ્રવીજય છંદના ચોથા ચરણનું અર્ધ ચર્ણ બનાવ્યું અને ત્યાર પછી જ્યારે કચેરીમાં ૧ધાર્યા ત્યારે

સર્વે કિંવા અમીર ઉમરાવ અને નવ રત્નો વગેરેને પુછ્યું કે ' નીકસ્યે રવી ફોડી પહાડકી નાંઈ ' એટલે શું ? આ પાદ પુરતી સમસ્યા જલ્દીથી પુર્ણ કરી આપો આ પ્રમાણે શાહનું પ્રશ્ન સાંભળી સર્વે કોઇ પોતપોતાની મતી અનુંસાર પદ પુરતી કાવ્ય બનાવ્યાં પરંતુ જે તાદ્રસભાવ આવવો જોઇએ તે કોઇના કાવ્યમાં આવેલો નહોતો છેવટે બીરબલ ( કવીરાય ) ને પાદ પુરતી માટે પુછ્યું ત્યારે વરદાઇ બીરબલ બોલ્યો કે

રાત સમઇ રસ કેલી કીયો આલી ભોર ભય ઉઠ મંજન ધાઇ
નીરકે છીરમે દે ડુબકી યમુના જલમે જેસેં ચંદનકી છાઈ;
લે ડુબકી જલસેં ઉભરી ઉસકી અલકે મુંખ ઉપર આઇ,
દોઉ કર કેસ સંવાર લીયો નીકશો રવી ફોડ પાહાડકી નાઇ.

યમુના કીનારા ઉપર શાહે જે સ્ત્રીના દેખાવ વીષેની સમસ્યા ગોઠવી હતી તેજ તમામ બીના ઉપરની કવીતામાં સમાયલી જોઇ શાહ અત્યંત ખુશી થયો અને અમુલ્ય શીરપાવ બક્ષ્યો.

---

## વારતા ૭૫ મા.

બુદ્ધીતણી શીમા છે કવીતા, ક્ષમા છે ગુણની સીમા,

મુળચંદ.

એક વખત અકબરશાહ આનંદભુવનના ઝરોખામાં બેસી રાજમાર્ગમાં જતા આવતા લોકોની રમત ગમત નીહાળતા હતા તે વ-

અતે એક રૂપ યૌવન ભરપુર સ્ત્રી પોતાના માથા ઉપર પાણીનો દે-ઘડો લેઇ જતી હતી તે પાણીના ભરેલા દેગડામાં પાણી હાલતું જોઇ એક પાદપુરતી સમસ્યાનું અર્દ્ધ ચરણ રચ્યું કે—' કહા કારણ ડોલમેં ડોલત પાની ? '

જ્યારે શહેનશાહ કચેરીમાં પધાર્યા ત્યારે સર્વ સુજ્ઞ સભાસદો—વીદ્વાનોને ઉક્ત સમસ્યાવાળું ઉતરાર્દ્ધનું અર્દ્ધ ચરણ કહી સંભળાવી કહ્યું—કે ' એ સમસ્યાવાળા ચાર ચરણ બનાવી શા કારણથી ડોલમાં પાણી હાલે છે ? તેનું નીદાન ( મુખ્ય કારણ ) કહો. ' આ પ્રમાણે નામદારનું બોલવું સાંભળી સર્વ કવીઓ—વીદ્વાનોએ પાદપુરતી ( એક કવીતાના ચોથા કે આઠમા ભાગના પદ ઉપરની આસું કવિત રચે અને ભાવનું રૂપ બદલાય નહીં તે પાદપુરતી ) સમસ્યા કિંવા કવીત રચે અને ભાવનું રૂપ બદલાય નહીં તે પાદપુરતી ) સમસ્યા કીંવા કવીત કહે છે, તદનંતર પોતપોતાની અક્કલ પ્રમાણે કવીતા રચી વીવીધ ઝકઝમક ચમત્કારભરી સંભળાવી; તદપી શાહના મનનો જે ભાવ ગોઠવેલ તે પુર્ણ થયો નહી, છેવટે વરદાઈ કવીરાયે બીરબલને પુછયું કે તુરત નીચે પ્રમાણે કવિત રચી સંભળાવી:—

એક સમૈ જળ લેન કુપેપર છેલ છબીલી ગઇ હરષાની,
ગાત સકોલમે ડોલ ભરનજળ ખેંચતીથી અંગીયાં મસકાંની;
દેખી સબી છતીયાં ઉભરી તબ વારીહુકી મનસા લલચાની,
હાથ બીના પછતાત રહા યહાકારન ડોલમેં ડોલત પાની.

આ પ્રમાણે શાહે અદ્દભૂત તાદ્દસ ભાવ ભરેલી કવીતા સાંભળી અત્યંત વીસ્મય થયો કે " મનની ધારેલી ધારણાજ કવીતામાં કેમ

આવી શકતી હશે" ખરેજ કોઇ દેવનું વરદાન મળેલું હોવુંજ જોઇએ. નહી તો પરના મનનો ભાવ જાણવો અશક્ય છે ધન્ય છે! મારા ભાગ્યોદયને કે મને આવાં રત્નો થયાં છે!!" એમ ગર્વાનંદી બની બીરબલને એક ઉત્તમ પ્રકારનો પોષાક બક્ષ્યો.

---

## વાર્તા ૭૬ મી.

બુદ્ધી તાણું હજુ તોલ કોઇ, કદી નશક્યો જગમાંહ્ય,

કૃષ્ણલાલ.

એક સમય અકબરશાહ પોતાની હુરમ ,સાથે આનંદભુવનમાં આનંદ ક્રિડા કરતો.હતો તે સમય પ્રેમમાં મસ્ત બનેલો પ્રેમી શાહ પોતાની હુરમને અત્યંત પ્રેમભાવ વડે એક પાનબીડું પોતાના હાથે ખવરાવ્યું તેથી ખાવિંદને માન આપવા વિચારી આવ્યો કે 'શું પ્રીયા રીસાઇને ચાલતી થાય છે!' એમ વિચારી એકદમ તેનો હાથ પકડી પ્રેમાલિંગન આપી ચંદ્રમુખને ચુંબી પ્રેમ પ્રદર્શીત કર્યો અને અંક ( ખોળા ) માં બેસાડી ચંદ્રમુખીના મુખ તરફ નિહાળ્યું તે જોઇ હુરમે તિરછે કટાક્ષે નિહાળી મંદ હાસ્ય કર્યું તે વખતે તેના મુખમાંથી તંબોળ રંગનું બુંદ નીકળી હડપચી ઉપર પડયું. તે લાલ રંગનું બુંદ ગોળ મુખચંદ્ર ઉપર અત્યંત શોભા આપતું હતું તેથી શાહે તેજ સમય એક પાદપુરતી સમસ્યાનું અર્ધ ચરણ રચ્યું 'માનો મંદિરમાં હીર કસુંબ ચુવાયો.'

તદનંતર સ્નેહ સહિત દંપતી જુદાં પડી સ્નાન મંજન ભોજન શણગાર કરી પોતે પોતાના કાર્યમાં પરવાર્યાં. જ્યારે શાહ કચેરીમાં પધાર્યાં ત્યારે સર્વ સભાસદો તથા વિદ્વાનો ઉક્ત સમસ્યાના અર્થી-ચરણ માટે પાદ પુરતી કરી આપવા ફરમાવ્યું અને સર્વ કોઇ પો-પોતાની તર્કશક્તિ પ્રમાણે પાદ પુરની કાવ્ય રચ્યાં; પરંતુ શાહના નીદાનોને મળનો એક કવિતનો ભાવ મળ્યો નહોતો. છેવટે બીરબલ તરફ નીહાળી સમસ્યા કરી સંભળાવી તેથી નીચે પ્રમાણે પાદ પુરતી કાવ્ય કહી સંભળાવ્યું.

એક સમે પીવુને મુખમેં કર ખોલકે આપ તંબોલ ખવાયો,
ચંદ્રમુખી નુખરે આપના કર જોરદીકે જ્યોંકી શીશ નવાયો,
લાલનલાલ જીયે હીતસેં ઉમંગી છતીયા જીપરા હુરસાયો,
મુસકાતે ગીરી મુખપે પીકસૈ માનો થંદકો ચીર કસુંબ ચુવાયો.

આ કવિતા સાંભળી શાહ ઘણોજ ખુશ થયો અને બીરબલના બુદ્ધિબળની પ્રશંસા કરી ઉત્તમ શિરપાવ આપ્યો,

---

## વારતા ૭૭ મી.

રોજ ફજેતી છેક, થાય ચોરની ચોકમાં;
તોપણ તજે ન ટેક, પડે અંતે પગ તોકમાં.

પાર્વતી.

### ચોરની ચાતુરી ચતુર આગળ ચાલે નહિ.

એક સમય એક વહાણમાં ચોરી થઇ તેથી તે ચોરી કરનાર

ચોરને ખોળી કહાડવા ખુબ માલીકે તપાસ ચાલી, પરંતુ કશો પતો લાગ્યો નહીં; ત્યારે છેવટે અકબરશાહના દરબારમાં તે સઘળા સબ-દાર માણસોને લેઇ માલીક શાહ હજુર ગયો અને સર્વ હકીકત નીવેદન કરી તે વખતે શાહે બીરબલ પ્રત્યે તે ચોરને શોધી કહાડવા વીષે સુચના કરી તેથી બીરબલે ઘઉંનો લોટ મંગાવી મુઠી ભરી ભરી દરેક સરદારોને આપી કહ્યું છે:—"આ લોટનો ફાકડો મારી પોતાના થુંક વડે ગોળો વાળી દરેક જણ બતાવો એટલે કોણ ચોર છે? તે આ ઇલમના જોરથી તુરત પકડાઇ આવશે." આ પ્રમાણે બીરબલજીનો હુકમ સાંભળી દરેક સબદાર માણસોએ તે પ્રમાણે કર્યું; પરંતુ તે સર્વ સબદારો પૈકી એક જણ સિવાય દરેક જણે તે લોટના થુંકવડે ગોળા વાળી બનાવ્યા; અર્થાત્ જે ચોરી કરવામાં બીલકુલ જાણતા ન્હોતા તેઓના મુખમાં પુષ્કળ અમી હતું. તેથી લોટનો ગોળો બની શકતો હતો પણ જે ચોર હતો તેના મોટામાંથી તો આ ઇલમની વાત સાંભળતાં વેંતજ અમી સુકાઇ ગયું હતું તો અમી ( થુંક ) વીના લોટ પલળેજ ક્યાંથી? અને ગોળો કેમ વાળવો કેવા પ્રકારે? જ્યારે આવો બનાવ બીરબલે જોયો કે તુરત તે ખરા ચોરને પકડી ચૌદમું રત્ન આપવું શરૂ કર્યું. મારાથી દેવ પણ હાર ખાઇ જાય છે તેથી તે બીચારો ચોર 'સાચે સાચું' બોલ્યો અને તમામ ચોરીનો માલ કબુલ કર્યો અને તે ચોરને યોગ્ય સાસન આપી વીના ભાડાની કોટડીમાં રહેવા હુકમ કર્યો.

---

# વારતા ૭૮ મી.

તુરત તર્ક શક્તિવડે, રચે યુક્તિ અભિરામ;
તે નર ચતુર શિરોમણી, ગણાય વર ગુણ ધામ.

કૃષ્ણલાલ.

## મીઠી મશ્કરી.

એક સમય અકબરશાહ યમુના નદીમાં પોતાના શાહજાદા વજીરજાદા અને બીરબલ વગેરેને જળક્રીડા કરવા લેઇ ગયા હતા એટલે એવો ઈરાદો ધારીનો ગયા હતા કે બીરબલ અપવિત્ર ચીજને અડકતો નથી તેમ તે સહુની મશ્કરી કરી સર્વને ભુંડા પાડે છે પણ આજે તેને ભુઠો પાડવો, એમ વીચાર કરી મુરગીનાં ઇંડાં કેટલાં લેઇ લીધાં અને યમુનાજીમાં તે સર્વે એક પછી એક ન્હાવા પડયા, તે વખતે શાહ યમુનાના ઘાટ ઉપર તે સર્વેની ગમ્મત જોતો હતો. તે શાહજાદાઓ અને વજીરજાદાઓ યમુનાજીમાં ડુબકી મારી એક મુરઘી ( કુકડી ) નું ઇંડુ હાથમાં પ્રથમથી નીચે ગોઠવી રાખેલી પેટીમાંથી લાવી શાહ હજુર મુકયા હતા એમ વારા ફરતી વારો સર્વ કોઇએ કર્યું અને જ્યારે બીરબલનો વારો આવ્યો ત્યારે વિચાર્યું કે મારે ઇંડું હાથમાં પકડવું એ તો કેવળ મર્મ વિરૂદ્ધ છે; પરંતુ કાંઇ યુક્તિ તો કરવીજ જોઇએ.' એમ વીચારી ડુબકી મારી કુકડાની ગરદનના આકારે પોતાના હાથની આકૃતી કરી કે "કુકકુક" તે જોઇ શાહે પૂછયું કે "એ શું" ત્યારે હાથ જોડી બીરબલે વીનવ્યું

કે "ગરીબ પરવર ! જ્યારે આટલી આ મુરઘીઓ ઇંડાં આપે છે પણ તે એક કુકડો હોય તો તે ઇંડાં આપી શકે છે માટે આ મુરઘીઓના ટોળામાં હું કુકડો રાજ છું માટે મુરઘો મુરઘીઓ ઇંડાં આપે છે. તે જોઇ ખુશીમાં કુકકુકુ બોલ્યો આ પ્રમાણે બીરબલનું મીઠી મશ્કરીવાળું બોલવુંસાંભળી શાહ હસવા લાગ્યો અને શાહજાદા વજીરજાદા વગે ખિન્ન મુદ્રાયુકત બન્યા; કેમકે બીજાને બનાવવાં જતાં પોતેજ બન્યા પણ મશ્કરી કરવી અને રીસ રાખવી તે કેમ બને ! માટે ગુપચુપ ન્હાઇ કપડાં પહેરી પોત પોતાના ઘેર ગયા.

---

## વારતા ૭૯ મી.

મનુષાકૃતી સહુની છે સરખી. પણ બુદ્ધિ જુઓ નથી સહુમાં સરખી.

રેવાશંકર

### લક્ષ્મીપતી તે લાખેણો.

એક સમયે અકબર શાહે સભાસદો તથા અમીર ઉમરાવો પ્રત્યે પ્રશ્ન કર્યો કે સર્વ પુરૂષોમાં અધિક જ્ઞાનવંતાઓ વૃદ્ધ પુરૂષ કોણ છે ? તે સાંભળી સર્વજણાઓ પૈકી પોતપોતાની અક્કલ પ્રમાણે કહેવા લાગ્યા કે તપશ્ચર્યામાં જે મોટો હોય તે સર્વ પુરૂષોમાં વૃદ્ધ અને

અધિક માનવંતા છે. બીજે જણાવ્યું વનમાં વૃદ્ધ હોય તે વૃદ્ધો અ-
ધીક માનવંતો ગણાય ત્રીજે જણાવ્યું કે જે પુત્ર પૌત્રાદી પ્રઢિઢ પ-
રીવારવાળો હોય તે કુલીન વૃદ્ધ અને માનવંતો ગણાય. ચોથે જ-
ણાવ્યું કે જે વીશેષ જ્ઞાન ભણ્યો હોય તે સર્વથી વૃદ્ધ અને માનવં-
તો ગણાય. પાંચમો બોલ્યો કે રૂપ ગુણ શીળ સંપન્ન નર હોય તે
મોટો અને માનવંત ગણાય. આ પ્રમાણે સહુ સહુની મરજીમાં આવે
તેમ પ્રત્યુત્તર જણાવ્યા; પરંતુ શાહને બરાબર રૂચ્યા નહી. છેવટે
બીરબલ પ્રત્યે પ્રશ્ન કર્યો ત્યારે બીરબલ બોલ્યો કે અમીર ઉમરાવો
અને સભાસદોએ કહ્યું તે સત્ય છે પણ મારા સમજવા પ્રમાણે તે
મોટો છે કે જેની પાસે પુષ્કળ નાણાંનું જોર છે. પછી ચાહે તો નીચ
જાતીનો હશે; કિંવા કદરૂપો કઠોર વચન પ્રકાશ કરનારો દુર્ગુણનો
દરીઆવ અક્કલ દુશ્મન અને સકળ સદ્ગુણોનો દુશ્મન હશે; તદપી
તેના આગળ વીદ્વાન, પુત્ર પૌત્રાદી પ્રૌઢ પરીક્ષાવાળો વૃદ્ધ વયવાળો
મહાન તપશ્ચર્યા કરનારો અને રૂપ ગુણ શીળ સંપન્ન કુલીન નર હશે
તેને પૈસાનો ખપ પડશે કે અન્ય ખપ પડશે તે વખતે પૈસાદાર—ધ-
નાઢ્ય આગળ જઇ ઓશીયાળો થઇ અદબ સાચવતો છણકા છાંકોટા
સહન કરતો, આજીજી સાથે સલામ કરી મદદ માગશે; તેથી હું માનું
છું કે સર્વ કરતાં પૈસાદર પૂર નર છે. તેજ મોહટો વૃદ્ધ અને અ-
ધિક માનવંતો છે; કેમકે ગમે તેવા ચતુર વીદ્વાન કે બોહળા કુટુંબ-
વાળા કુનરી ફાંકડા હોય; પણ ગર્વ વીનાના ગાંગલા, લક્ષ્મી વીનાના

લપોડ, વસુ વીનાના પશુ, જરવીનાના ખર અને નાણાં વીનાના નાણા સરખા ગણાય છે. મનમાં તો ઘણા મનસુબા ધારે પણ પૈસા વિના નર કે વિદ્યાને ખીલવવી શાથી ? તેણુજ બ્હોળા કુટુંબનું ભરણ-પોષણ કરફીરીઆવર અને પરમાર્થનાં કાર્યો કરવાં શાથી ! કિયા કરે નર ફાંકડા કે ગેલીકા મ્હોં સાંકડા તેથી એરે જાને બિસ્વા-બિસ દાસ હીએ રામહે અને જેની પાસે દામરૂપી રામ છે તે તે રામના પ્રતાપથી ધારે તે કરી શકે; માટે તે સર્વેથી મોટામાં મોટો અને માનવંતામાં અધિક માનવંતો નાણાંવાળો નર છે આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહ અત્યંત હર્ષ પામ્યો અને તેની બુદ્ધિ ચાતુર્યતાની બાહુલ્યતાની તેમજ સત્ય શોધક સમયસુચક સત્યવકતા માટેની ઘણીજ તારીફ કરી અમુલ્ય શીરપાવ બક્ષ્યો.

## ભાગ છઠ્ઠો સમાપ્ત.

---

# ભાગ સાતમો.

---

## વારતા ૭૯ મી.

### ઈનસાફને હરતાળ લગાડી રદ કરવો જોઇએ.

એક સમય એક ચોરને અકબર બાદશાહે શુળીએ ચઢાવવા હુકમ કર્યો એટલે તે શહાણો ચોર જરાપણ ન ગભરાતાં હાથ જોડી બોલ્યો કે—જહાંપનાહ ! આ એક વખતનો મારો ગુન્હો માફ કરો, જો હજુર આ વખતે મારા કસુર માટે માફી બક્ષશો તો, હું એક અમુલ્ય અજાયબી ભરેલો હુન્નર આપ આગળ પ્રકાશ કરીશ, તે હુન્નર આજ દિવસ સુધી મારા શિવાય હાલમાં કોઇ પણ જાતનું નથી જો મારો નાશ થશે તો તે હુન્નરનો ગણ નાશ થશે પછી જેમ નામવરની મરજી.

આ પ્રમાણે ચોરનું બોલવું સાંભળી શાહે આતુરતાથી પુછયુ કે—એવો તો શો હુન્નર જાણે છે ? ચોર બોલ્યો કે—ગરીબ પરવર ! હું સાચા મોતી ઉગાડી જાણું છું ! ચોરની આ અજાયબી ભરી વાત સાંભળી શાહ આશ્ચર્ય પામ્યો કે—મોતી તે કેવે પ્રકારે ઉગતાં હશે ? તેવો કોઇ ઇલમ હશે કે તેના જોરથી તેમ થતું હશે ? હોય બહુ-રત્નાવંસુધરા જગતમાં જગતનિયંતાએ એક એકથી અધિક બુદ્ધિ-શાળી એક એકથી અધિક કળાવાન અને એક એકથી અધિકઇલમી મનુષ્યો પેંદા કરેલ છે કહ્યું છે કે—મુંડે મુંડે મતિર્ભિન્ના કુંડે કુંડે નવ પયઃ દેશે દેશે નવાચાર વાણિ વાણિ મુખે મુખે—કપાળે કપાળે જુદી જુદી મતિ હોય છે. કુવા કુવાના વિષે જુદા જુદા

સ્વાદ ગુણવાળુ પાણી હોય છે, દેશ દેશને વિષે નવીન નવીન પ્રકારના રમક ઝમકને ચમત્કૃતિ ભરેલી હોય છે માટે ચોરમાં ક્યાંથી અજા-યબીવંત ઇલ્મ હોય ! એમ માનવાનુ નથી; કેમકે ઇશ્વરે અક્કર અંધારે વહેંચેલી છે કાંઇ રૂપવંત કે કુળવંતને જોઇનેજ આપી હોય એમ નથી જેથી એને પુછી નવીન કળા જાણી જોઇએ સોનું વિષ્ટામાં પડ્યું હોય તદાપિ તેને ગ્રહણ કરી લેવા કહ્યું છે ? એમ વિચારી ચોરને કહ્યું કે તે મોતી ક્યે પ્રકારે ઉગે છે. તે તું કહી બતાવે કે જેથી માલિક તારા હકમાં ફાયદો આપશે.

શાહનો આ પ્રમાણે હુકમ સાંભળી ચોરે કહ્યું કે—ખલકના ખાવિંદ ! મને જે જે તે બાબતમાં મસાલા જોઇએ તે પૂરા પાડવા બંદોબસ્તએ થાય એટલે તરત આપને મોતી ઉગાડવાની કળા બતાવી દઉં. શાહે કહ્યું કે જે જે મસાલા જોઇએ તે તે લખી આપ કે તરત તે પ્રમાણે મંગાવી અપાવું ચોરે તરત મસાલા ઉતારી આપ્યો કે તેજ વખતે બજારમાંથી મંગાવી ચોરના આગળ મૂક્યો અને તે મસાલો લઇ ચોરે એક સ્વચ્છ ભૂમિમાં તે મસાલો વેરી દીધો મતલબમાં જમીન પોચી કરી ખાતરની જગ્યોએ તે મસાલો મેળવ્યો પછી તે ચોરે શાહ હજુર આવી અરજ કરી કે—કાબ્લે આલમ ! સર્વ તૈયાર થઈ ચુકી છે હવે માત્ર મોતી વાવી દેવાં એટલુંજ કામ રહ્યું છે; પરંતુ હું ચોર છું તેથી મારે હાથે વાવીશ તો ઉગશે નહી, કેમકે જેણે કોઈ દીવસ ચોરી ન કરી હોય તે માણસના હાથથી વાવે તોજ ઉગે, જો કે આટલા દિવસ હું ચોર નહોતો તેથી કોઇની જરૂર પડતી નહોતી; પણ હવે હું ચોરી કરવાથી ચોર થઇ ચુક્યો એટલે બીજાની જરૂર પડે છે માટે તેવો માણસ આપવા મેહેર-બાની કરો.

ચોરનું બોલવું સાંભળી પોતાના હજુરમાં ઉભેલા વજીર અમીર, ઉમરાવો અને મરજીદાને પ્રત્યે પુછ્યું કે આ ચોર કહે છે કે જેણે કોઇ પવખ કોઇ પ્રકારની ચોરી ન કરી હોય તોહ તેવો નર હોય તો મોતી ઉગે માટે તમો સર્વ પવીત્ર છો જેથી ગમે તે એક જણ એની સાથે જાઓ આવું અકબરશાહનું બોલવું સાંભળી. સર્વ જણ વીચારવા લાગ્યા કે—ન્હાનપણમાં કમ અક્કલને લીધે કદાચ સ્હેજ નહીં જેવી ચીજ માટે મન લલચાયું હોય અને તે ચીજ ઉઠાવી લીધી હોય તો તે પણ ચોર્યાં કહેવાય અગર તેને ચોરી કરી ન લેખવીએ અને જે ચોરી કરવાથી રાજ્ય દંડ સહન કરવો પડે તેને ચોરી કરી લેખવીએ તો તે આપણે કરેલી નથી; પરંતુ મોતી વાવવા ગયા અને મોતી કદાચ ન ઉગ્યાં તો તે વખતે ચોરી કરી હશે તેથી આ મોતી ન ઉગ્યાં એમ તે ચોર ચોખી રીતે કહેશે માટે **માનય સાર્વર્થ સાધન** ચૂપ રહેવું એજ સર્વ અર્થને સિધ્ધ કરનાર છે હાથે કરીને શા માટે હજારો માણસ વચમાં હોતાનું ડહાપણ ડહોળી પોતાની વીના કારણે ફજેતી કરાવવી જોઇએ એનું વિચારી સઘળા માન ધારણ કરી રહ્યા આ બનાવ જોઇ ચતુર ચોર બોલ્યો કે—નેક નામદાર ! આ તો સર્વ ચુપ થઇ રહ્યા છે તેથી કોઇ શાહુકાર હોય એમ લાગતુ નથી તો જ્યારે આટલા બધા ચોરોને આપે પોતાના પ્યારા ગણી મ્હોટી મ્હોટી જાગીરો બક્ષી છે. અને મ્હોટા મ્હોટા હોદાઓ આપેલા છે ત્યારે તું નહીં જેવી ચોરી કરનાર ચોર તે કેવા પ્રકારે શુળીએ ચઢવા લાયક છું ? કારણ કે આપ જેવા ન્યાયી શહેનશાહના અમલમાં નિસ્પક્ષપાતપણે અદલ ઇન્સાફ મળે છે તો અને અદલ ઇન્સાફ કેમ ન મળવો જોઇએ ? અને જો હું શિક્ષાને પાત્ર છું તો સઘળા ચોરોને શીક્ષા તેજ પ્રમાણે થવીજ જોઇએ,

નહી તો અદલ ઇન્સાફ મળે છે એ શબ્દ ઉપર હરતાલ લગાડી રદ કરવો ઘટે છે.

આવું ચમત્કૃતિ યુક્ત ચોરનું બોલવું સાંભળી શાહ બહુજ પ્રસન્ન થયા અને ગુન્હો માફ કરી યોગ્ય ઇનામ આપી વીદાય કર્યો.

---

## વારતા ૮૦ મી.

### નવાણું ઘડા દુધમાં એક ઘડો પાણી.

સમજુ તણા મત એક સદાય;
મૂર્ખ તણા મત જુદા જુદા થાય **સામળાભટ.**

એક સમય અકબરશાહે બિરબલે પુછયું કે—સો શાહાણાનો એક મત હોય છે એ વાત ખરી છે ! તે સાંભળી બિરબલ બોલ્યો કે, જી જહાંપનાહ ! તે વાતો વિદ્યા વિલાસી વદ્ધ ભોજરાજના વખતમાં પ્રગટ પ્રકાશમાં આવેલી છતાં આપને શંકા હોય તો હમણાં જ અજમાવી લ્યો આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી શાહે તેજ વખતે શહેરના સારા સારા અકલમંદ ગણાતા સો પુરશોને તેડાવી હુકમ કર્યો કે ? આજ અર્ધ રાત્રીએ સર્વ જણાએ એક પછી એક હમામખાનાના હોજની અંદર એક એક ઘડો દુધ રેડી જવું ? આવો અકબરશાહનો હુકમ સાંભળી સઘળાઓએ કહ્યું કે જેવો નામદારનો હુકમ.

પછી સાહના હુકમ પ્રમાણે અર્ધ રાત્રિએ સઘળા એક પછી એક પોતાના હુકમથી નીકળી હમામખાના તરફનો રસ્તો લીધો; પરંતુ પરંતુ પહેલાના મનમાં એવું આવ્યું કે જ્યાં નવાણું ઘડા દુધના હોજમાં રેડાશે ત્યાં હું એક ઘડો પાણીનો જો રેડી દઇશ તો તેમાં

શું ખબર પડવાની છે / એમ વિચારી પાણીનો ભર્યો ઘડો હોજમાં ઠલવી ઘેર ગયો એવીજ રીતે બીજાના મનમાં વિચાર સુઝ્યો કે જ્યાં નવાણું ઘડા દુધ પડશે ત્યાં એક ઘડો પાણી પડશે તો તેમાં શું વરતવાનું છે ? માટે પાણીનો ઘડો રેડી રસ્તો માપુ. એમ વિચારી ત્રણે પણ તેજ પ્રમાણે કર્યું એમ એક પછી એક આવતા ગયા અને ઉપર પ્રમાણે વિચાર કરી કરી પાણી રેડી રસ્તો માપતા ગયા; કેમકે એક એક કોઇ ભેગુ થાય તેવો બનાવ બન્યો નહોતો તેમ મ્હોટા શહેરમાંથી કોઇ ક્યાંથી અને કોઈ ક્યાંથી આવે તેથી મેલાપ ભાગ્યેજ થઇ શકે.

જ્યારે સવારે બાદશાહે જઇ હોજમાં જોયું તો તેમાં પાણી ભરેલું દીઠું તે જોઇને આશ્ચર્ય પામી એકદમ તે સઘળા પુરૂષોને તેડાવી કહ્યું કે તમે મારા હુકમને અમલમાં ન લેતાં પાણીના ઘડા કેમ રેડી ગયા ? સાચેસાચુ કહો નહીતો સખ્ત શિક્ષાને પાત્ર થશો, કઠોર હુકમ સાંભળી તેઓમાં એક જણ બોલ્યો કે—ગરીબ પરવર ! હું પ્રથમ આવ્યો ત્યારે હોજ ખાલી દીઠો મેં વિચાર્યું કે મારા પછી તો નવાણુ ઘડા દુધના રેડાશે તો હું એક પાણીનો રેડી જાઉં તો શું વરતવાનું છે એમ વિચારી પાણી રેડી ચાલતો થયો એવીજ રીતે એક પછી એકને બોલાવી પુછ્યું તો સરવનુ ઉપર પ્રમાણેજ બોલવું થયું તે જોઇ શાહે કબુલ કર્યું કે—સોશહાણાનો એકજ મત હોય એવી કહેલી વાર્તા માત્ર સાંભળી હતી પણ હાલ મારી નજરેથી સિધ્ધ થયેલ જાઉં છું તેથી પ્રતીતી થાય છે કે શો શહાણાનો એક મત હોય એમ બીરાબલનું કહેવું છે તે યથાર્થ છે એમાં જરા પણ સંદેહ જેવું નથી.

---

# વારતા ૮૧ મી.

## બીનઅકલી હજામ.

સમજુ સમજે સહેલમાં, વાક્ય વિષેના ભાવ;
પણ શું સમજે અબુઝ નર, યુક્તિ ભક્તિના દાવ.

પ્રાણજીવન.

એક વખત એક હજામને બીરબલે કહ્યું કે—તમે સારા કારીગર છો એમ મારા સાંભળવામાં આવ્યું છે માટે જો મારી હજામત સારી બનાવશો તો હું કાંઇક તમને આપીશ. બીરબલનું આ પ્રમાણે બોલવું સાંભળી હજામ તો બહુજ ખુશી થઇ ગયો કે કાંઇક તે અજબ ચીજ હશે. તે પ્રભુ જાણે? જોઉં તો ખરો કે તે શું ચીજ છે? એમ વિચારી ખુશી થતો હજામત કરવા બેઠો અને જેટલી પોતામાં કારીગરી હતી તેટલીજ અજમાવી તેથી બીરબલે પણ ખુશી થઇ એક રૂપીઓ તેને આપવા માંડ્યો એટલે હજામ બોલ્યો કે આપનો કરાર શું હતો? હું કાંઇક આપીશ માટે મને એ રૂપીઓ જોઇતો નથી. આ ઉપરથી બીરબલે તેને બે રૂપીઆ આપ્યા પરંતુ હજામ ભાઇ તો અકલબુટ્ટા, અધપાંશળીઆ કહેવાય :તેથી તે રૂપીઆ પાછા ફેંકયા અને કહેવા લાગ્યા કે, મારે રૂપીઆની સરત નહોતી ફક્ત કાંઇકની જરૂર છે માટે તેજ આપો? આવું હજામનું જીદ્દીપણું જોઇ "શઠં સાઠ્યં સમાચરેત" એ પ્રમાણને ધ્યાનમાં લઇ હજામ ન જાણી શકે તેવી રીતે એક પાણીના ભરેલા ઘડામાં તે બે રૂપીઆ નાંખી દીધા, અને થોડીવાર પછી તે હજામને કહ્યું કે, પેલા ઘડામાંથી પાણીનો ગ્લાસ ભરી લાવ હજામ તે ઘડામાંથી જેવો ગ્લાસ ભરવા જાય છે તેવો તેમાં અવાજ થયો

એટલે ઘડામાં નજર કરી જોતાં બોલ્યો કે હજુર આમાં તો કાંઇક પડેલું છે. સાંભળી બીરબલે પુછ્યું કે એક કાંઇક છે કે બે ત્યારે હજામે કહ્યું કે, જી સાહેબ, બે છે. બીરબલે કહ્યું કે, ત્યારે લેઇ લ્યો. આવો હુકમ થતાંજ હજામે તેમાં હાથ નાંખી બહાર કાઢી જોયું તો બે રૂપીઆ જણાયા. બાદ બીરબલ ગુસ્સે થઇ બોલ્યો કે, કેમરે બેવકુફ મેં એક કંઇક આપવાની સરત કરી હતી કે બેની? છતાં તે બે કાંઇક ઘડામાંથી કેમ કાઢી લીધા? આવો પ્રશ્ન સાંભળતાં હજામ ગભરાયો અને પોતાનીજ જબાનથી પોતે બંધાઇ ગયો જેથી મુંગે મોંઢે રસ્તો માપ્યો.

---

## વારતા ૮૨ મી.

### પાડયો પણ તે બસ્થીમાં કાયમ રહ્યો.

યોગ્ય યોગ્ય વિચારણા, જ્યાં લગી રહી ઉરમાંજ;
ત્યાંલગી સત્યને સ્નેહને, પ્રકટ પટાંતર ત્યાંજ.

પ્રત્યક્ષ જણાઇ આવે છે કે અકબર અને બીરબલને પુર્ણ મિત્રાઇનો નાતો હતો એટલુંજ નહિ પણ મિત્રધર્મના જે જે કાયદા છે તે તે સર્વ અન્યોઅન્ય પાળતા હતા જેથી એક એકના બોલવાથી કોઇને માઠું લાગે તેવું રહ્યુંજ નહોતું કેમકે—જાતપાત કુલરે જડે, રહેણુ ન પાવે નેમ; રહે નિરંતર એકરસ્તે, પરીક્વ સોહી પ્રેમ. જેવા મિત્રધર્મને પુરેપુરી રીતે જાણુતા નથી. તેઓ ઘડીકમાં વધારે રંગ અને ઘડીકમાં કમતી રંગ દેખાડે છે પરંતુ ખરા સ્નેહીનો થવાથી તેઓ કિંચિત્માત્ર પણ છલકાતા નથી. જેમ દાડમની કળીઓમાં બહુ રસ ભરાય છે તેવારે દાડમ ફાટી જાય છે,

પરંતુ તેમાંનો રસ ઢળવા પામતો નથી પણ તેમનો તેમ કાયમ રહે છે. કેમકે સજ્જન નવના આંક સમાન છે અને દુરજન આઠના આંક સમાન છે અને આઠના આંકને બમણો ત્રમણો કે ચારગણો કે ચારગણો પદે ચઢાવીશું તો તે જેમ ઉચ્ચપદે ચઢતો જશે તેમ તેમ પોતાની હલકાઇ ઓછાપણું બતાવતો જશે અને નવના આંકને બમણા ત્રમણા કે ચોગણા; ઉચ્ચપદે ચઢાવશો છતાં, ન ઘટવું કે ન વધવું ? માત્ર સમાનજ રહેશે. તેનો ખુલાસો એ પ્રમાણે છે કે, આઠ એકુ આઠ, આઠ દુ સોળ એટલે શાસ્ત્રમાં આંકની આજ્ઞા ઉલટી રીતે ગણવાની પદ્ધતિ છે જેથી ૧૬ ને ઉલટી રીતે ગણવાથી ૭ ને એક સાત અર્થાત આઠના આંકને ડબલ દરજ્જે ચઢાવ્યો એટલે આઠ તરી ચોવીસ તેને ઉલટી રીતે ગણતાં ચાર ને બે ૭ મતલબમાં કે એક પંક્તિ નીચો ઉતર્યો અને ચારગણે દરજ્જે મચઢાવ્યો એટલે આઠ ચોકુ બત્રીસ ૩૨ ઉલટી રીતે ગણતાં બે ને ત્રણ પાંચ ફરી એક પંક્તિ નીચો ઉતર્યો, પરંતુ એક રૂપમાં રહ્યો નહિ તેવીજ રીતે દુરજનની પ્રીતિની રીત છે, જેમ જેમ આપણે તેની ચડતી ચાહીએ તેમ તેમ તે પોતે નીચે પાટલે બેસતો જાય અને નવનો આંક જોશો તો નવ એકુ નવ, નવ દુ ૧૮ ઉલટી રીતે ગણતાં આઠ ને એક નવ નવ દુ અઢાર, નવ તરી સતાવીશ સાત ને બે નવ ચોક છત્રી ૩૬ ૭ ને ત્રણ નવ નવે પાંચે પીસ્તાળીશ પાંચ ને ૪ નવ, નવ છક ચોપન ૫૪ ચાર " પાંચ નવ. નવ સતાં ત્રેસઠ ૬૩, ત્રણ ને ૭ નવ, નવ અઠાં બહોતેર ૭૨ બે ને સાત નવ, નવું નવું એકાશી ૮૧, એક ને આઠ નવના નવ વાહ, એકથી એકથી નવગણા દરજ્જે ચઢાવ્યો તોપણ પોતાની તેજ સ્થીતિ કાયમ રાખી માટે સાચા સજ્જનોનાં નવના આંક સમાન સ્વ-

ભાવ હોય છે અધિક અધિકાર પામ્યા છતાં પણ એજ રંગે રહે એવા સ્નેહીને શતકોટી ધન્યવાદ છે.

ઉક્ત પ્રકારે બાદશાહ અને બીરબલને પ્રીતિનો રંગ જામેલો હતો. એક દીવસ બીરબલ શાહ હજુર ઉભો હતો તે વખતે "નીચું" જોઇ રહ્યો હતો તેથી શાહે મશ્કરીમાં પુછ્યું કે શું ખોળો છો? કાંઇ ખોવાયું કે શું? તે સાંભળી બીરબલ બોલ્યો કે, જીઆલમ પનાહ હું એ ખોળું છું કે મારો પિતા શેજરી ગયો તે કયાં ગયો, આવું બીરબલનું બોલવું સાંભળી શાહે કહ્યું કે, તારા ખોવાઇ ગએલા બાપને હું બતાવી દઉં તો તું શું આપીશ. આ પ્રમાણે રીતિની રીતને ન છાજે તેવો બોલ સાંભળી તેને ટકોર આપવા સરખો બીરબલે બોલનો માર માર્યો કે, હજુર જો મારા ખોવાઇ ગએલા બાપને આપ મેળવી આપો તો અડધો આપનો.

આવું માર્મિક વાકય સાંભળી શાહ લજ્જીત થયા અને પ્રીતિની રીતને સમજી બીરબલને શાબાશી આપી.

---

## વાર્તા ૮૩ મી.

### કોકને બનાવા જતાં હું પોતે બન્યો.

મણ બેમણ કે પાંચમણ, નથી બુદ્ધિનું તોલ;
સહુ ચાહે જગમાં સદા, બોલે અમલ અતોલ.

પુર્ણચંદ્ર.

એક સમય અકબર બાદશાહ કચેરી ભરી બેઠો હતો, તે વખત વિદ્વાન મંડળ સમીપ પોતાનો વિચાર દર્શાવ્યો કે હે પંડિત કે કવિજનો, હું એમ સમજું છું કે, જેના અંતામ બાન શબ્દ આવે,

તે ઘણોજ ખરાબ માણસ હોય છે હું તેના ઉપર તિરસ્કાર નજરે-થી નિહાળું છું. જુઓ કે સારંખાન, માટીખાન, ફુલાયખાન, વગેરે વગેરે નામોના અંતે ખાન શબ્દ લાગેલ છે અને એ .વિશેષણવાળા માણસો વધુ વિચાર કરીશું તો એકંદર બહુજ પાજી હોય છે. આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી મુલ્લાં દોપ્યાજે બોલ્યો કે, સત્ય .છે. એમાં જરા પણ ફેર નથી. આ શબ્દ સાંભળી શાહે જાણ્યું કે મને ખાન વિશેષણવાળા તાંતણા આને તો કાયમ કરી દીધો. મારૂંજ બોલ્યું મારા મોંમાં પેસારવા જેવો પુરેપુરો દાખલો આપ્યો. કોકને બનાવા જતાં હું પોતે પોતાના વચનનીજ ખાસો ઘુવરા જેવો બન્યો હશે જે થયું તે થયું, હવે એ વાતની વધારે ચોખવટ કરવીજ નહિ, એમ વિચારી મનમાં સમજી અન્ય કાર્યમાં પ્રવર્ત્યો.

---

## વારતા ૮૪ મી.

### સમજુની બલીહારી છે!

કુપથી નિવરી સુપંથ ચલાવા, ગુન પ્રગટે અવગુનહિ દુરવા.

**માહાત્મા તુળસીદાસજી.**

એક સમય અકબરશાહ કચેરીમાં બિરાજ્યા હતાં તે વખતે અબુલ ફજુલ ઘોડો દોડાવતો આતુરતા વડે એક કાગળ શાહના હાથમાં આપ્યો અને બદશાહે તરત વાંચ્યો, ક્ષણેકવાર વિચાર કરી પછી વારતા પ્રકાશ કરી કે કાંઇ ચિંતા નથી કાલે હું પંડે બે હજાર સ્વાર લેઇ ચંદ રાજા ઉપર ચઢાઇ કરીશ; પણ મને અધિક આશ્ચર્ય એ થાય છે કે—ચંદ રાજાની ઉપર હું બહુજ પ્રીતી રાખતો હતો; છતાં એણે બહુશું કારણથી ઉઠાવ્યું તે સમજાતું નથી !

આ પ્રમાણે એ શાહનું પ્રષ્ણ ચાંભળી સર્વ કચેરી મંડળ નિચુ જોઇ રહ્યું કેમકે બંડ ઉઠાવવાનું મુળ કારણ તે સઘળાઓના જાણવામાં હતું કે તમામ ક્ષત્રિયો કેટલાક સમયથી ધુંધવાઈ રહેલા છે; કારણ કે અકબરશાહ જનાનખાનામાં દર શુક્રવારે મોટા મોટા રાજ્યની ક્ષત્રિયાનીઓને બોલાવી બજાર ભરતો હતો અને તે વખત શાહ પંડે તે બજાર જોઇ જતો હતો, જો કે ત્યાં કોઇ જાતના બગાડની વાત ન્હોતી તદપિ એ આચરણથી ક્ષત્રી વીરો બહુજ નારાજ થતા હતા; કેમકે પડદેનશીન રજપુતાણિઓને ખુલ્લે મ્હોડે ફરતી શાહ જુવે તથા સ્હેજ મશ્કરી ટોળી પણ થાય તે રજપુતોને બિલકુલ પસંદ નહોતું પરંતુ આ વાત શાહને મ્હોડે કોણ કરી શકે રાજા ટોડરમલે બીરબલ પ્રત્યે ઇસારો કર્યો કે—સમય આવ્યો છે માટે હસતાં હસતાં કટાક્ષ વચન કાને પહોંચાડી દે બીરબલે ઇસારાથી ક કેહ્યું ઠીક.

બાદશાહ અબુફઝુલને આવતા દિવસ માટેની આપી રહ્યા કે જાણે કશા નવીન સોચનીય સમાચાર નથી તેવો હસતો ચ્હેરો કરી બીરબલને કહ્યું કે હે કવિરાય, આજે સમયને અનુસરતો વર્ષા ઋતુનો કવીતા વીનોદ કેમ ચલાવતા નથી, આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી બીરબલ બોલ્યો કેઃ—

> રંગ બેરંગી મનોહરી. પતરી પયોધરી વૃંદ,
> મિત્ર ઠરા ધીર રકત હો, બાપ અઠાકા ચંદ.

આ મારમીક દુહો સાંભળતાં વેતજ સકલ સભા અધોમુખ થઇ ગઇ અને સઘળા વીચારમાં પડયા કે હવે બાદશાહ શું કરશે. પણ શાહ મોટા મનનો શહાણો હોવાથી સમજી ગયો, અને પરોક્ષ રીતે બોધ કરવા માટેજ આ બીરબલનાં કટાક્ષ ભર્યાં વચનો છે તેથી

તે એટલુંજ બોલ્યો કે બીરબલ મેં તને વર્ષા ઋતુની કવિતા કરવા કહ્યું હતું તેને ઠેકાણે આ શું કહ્યું, બીરબલ અતી નમ્રતાથી માથું નમાવી બોલ્યો કે—શીરતાજ. એ વર્ષા ઋતુના સાયંકાળનું વર્ણન છે. એમાં એમ કહ્યું છે કે—રંગ રંગની મનને હરવવાળી પાતળી વાદળીઓના ટોળામાં મીત્ર કહેતા સૂર્ય રાતો ચોળ થઇને સ્થિળ ઉભો છે મેઘ ધનુષ્ય ચઢયું છે અને ચંદ્રમા સ્હામો આથે છે.

આ પ્રમાણે બીરબલને ઉક્ત દુહાનો અર્થ કરી શંભળાવ્યો. પણ બાદશાહે જણાવ્યું કે એ અર્થ બરોબર સંગતી ધરાવનારો નથી. કેમકે સૂર્ય સ્થિર ઉભો રહેતોજ નથી, બીરબલે જવાબ આપ્યો કે હજુર સૂર્ય સ્થિર રહેતોજ નથી, પણ સંધ્યા વખતે સૂર્ય અસ્ત થતી વખતે નિહાળીને જોઇએ છીએ તો તે ઉભો રહેતો હોય તેવોજ દેખાવ આપે છે ' જગન્નાથ પંડીત વગેરે એ વારતાને પુષ્ટિ આપી કે સાયંકાળે તેજ પ્રમાણે સૂર્ય દેખાય છે એ ખરૂં છે. તેથી એ વાત સાબીત થઇ ત્યારે ફરી શાહે શંકા કરી કે વાદળીઓને પાતળીનું વિ- કુશણ આપવાનું પ્રયોજન શું.

આ પ્રશ્નનો જવાબ કેવા પ્રકારે દેવો એવો બીરબલ વિચાર ચલાવે છે, એટલામાં અકબરની સભાનાં અમુલ્ય નર રત્નો પૈકી એક જોષીરાજ ત્યાં હાજર હતો તેમ બીરબલનો મિત્ર હતો તેથી બોલી ઉઠયો કે નામદાર. આ આખા દુહામાં પજેરીએજ વીશેષણ જ્યોતીશ પ્રત્યે ખરેખરો અભીપ્રાય છે કેમકે વાદળીઓ ઘડ—દહે જાટી હોય તો તે ઘનઘાર દેખાય અને ભ્રષ્ટ થાય પણ જ્યારે વાદળીઓ પાતળી હોય છે ત્યારેજ તેને ભેદીન સૂર્ય કિરણો આપણી તરફ આવી શકે અને આકાશમાં રંગબેરંગી લીલા જામી રહે છે.

આ પ્રમાણે જોશીરાજનું બોલવું સાંભળી તદપી બાદશાહે ગુસ્સાનો ડહોળ બતાવી બીરબલ પ્રત્યે કહ્યું ?—એ દુહો ફેરથી કહે અને એની અંદર બીજો શો ભાવ રહેલ છે તે જલ્દીની બતાવ.

આવો શાહનો કઠોર હુકમ થયો કે પ્રથમનો દુહો કહી સંભળાવ્યો અને તેનો અર્થ કરતી વખતે જરા આંચકો ખાવા લાગ્યો, તે જોઇ શાહે કહ્યું કે—બીરબલ નહી અહીંયા તો સઘળુ ખાસ મંડળજ છે માટે સ્પષ્ટ રીતે તેમાં રહેલા ભાવ કહી બતાવ આવું શાહનું બોલવું થતાંજ બીરબલને હીંમત આવી અને બોલ્યો કે—ભાત ભાતના રંગવાળી મનને હરણ કરનારી પાતળી સ્ત્રીઓના સમુહમાં મારો મિત્ર અશકત થઇને સ્થિર ઉભો છે. અને તેના સ્હામો ચંદ્રરાજા ધનુષ્ય ચઢાલી ફરી આવ્યો છે. આ પ્રમાણે આ દુહાની અંદર ભાવ ભરેલા છે. એમ કહીને અતી નમ્રતા પૂર્વક મસ્તક નમાવી કહ્યું કીબ્લે આલમમાં એ અદબી માફ માગું છું, કેમકે આ ખાસ મંડળ આપને આ બાબતમાં લાંબા વખતની કાંઇ કહેવા ઇચ્છતુ હતું તેથી મ્હેં આપનું બહું ચાહી મારૂ માથુ આપની તરવારની ધાર ઉપર મુક્યું છે, ચાહે તો કાપી નાખો કે, શિરપેચ બંધાવી સુશોભીત કરો,

આ પ્રમાણે બીરબલનું આજીજી સાથેનુંબોલવું સાંભળી તેમજ અન્ય માનવંતા સભાસદોએ પણ ઉકત વાતનો ટેકો આપવા સરખાજ યોગ્ય શબ્દો બોલ્યો કે—આલમપનાહ ! રાજરહીતને માટે આવી ચેતવણી નામદારને અમારે આપવી એ અમારી ખાસ ફરજ છે અને તેથીજ આપના વિચારને લગતો હાજી હા ન કહેતાં અમારો ધર્મ બજાવ્યો કહ્યું છે કે:—

**સચીવ વઘ શેરૂ તીનજો, પ્રીય બાલહી ભય આસ;**
**રાજ ધરમ તનુ તીનીકર, હોહી બેગડી નાશ.**

કારભારી–પ્રધાન, વૈદ્ય અને પોતાનો ધર્મગુરૂ એ ત્રણ જણા જો રાજા રોગી અને સેવકોએઓને ખોટું લાગશે, ગુસ્સે થશે, એવા વિચારણાને લીધે ભય કિંવા આશાને અવલંબી મીઠુ બોલે તો રાજ્ય ધર્મ અને શરીરનો નિશ્ચે માશ થાયઃ અર્થાત દિવાન રાજાના ભયથી વા વિશેષ પગાર થવાની આશાને લીધે; વૈદ રોગી તરફથી પૈસા લેવાવી આશાને ખાવા પીવાને છુટ આપે અને ગુરૂ સેવકો પાસેથી પૈસા કે ધર્મના કાર્યો માટે સાધન મેસવવાની આશાએ જો સત્ય મારગ ન બતાવે અને હાજી હા કહે તો જાણવું કે, વ રાજાપે રાજ્ય રોગગ્રસ્ત રોગી અને ધર્મ એ ત્રણેનો જલદીથી નાશ થશે ' માટે યોગ વિત વચનો કહેવા માટે ભય આશ ન રાખતાં એજ કારણને લીધે આમ કહેવાની આવશ્યતા સમજી આ વર્ણક ચલાવી છે તે માટે માફી બક્ષસો.

અકબરશાહ તો પ્રથમથીજ આ વાત સમજી ગયો હતો, તેથી તે ક્ષત્રીઓનાં દલ દુભાવાં સરખો પ્રકાર હવેથી બંધ પાડવો એમ ખાસ સંકલ્પ કર્યો હતો; પરંતુ આટલું વિવેચન કરવાની મતલબ ફકત બીરબલની હીમત, ચાતુરી અને હિતચિંતકપણું જોવા માટેજ હતી. શાહ બીરબલ અને સભાસદો ઉપર બહુજ પ્રસન્ન થયો અને તેમનાં પોતાના મુખેજ બહુ વખાણ કરી આભાર માન્યો અને કહયું કે મારાં અહોભાગ્ય છે કે મને તમારા જેવા હિતચિંતક મંત્રીઓ મળ્યા છે ખરેખર પરવર દિગારની કૃપાનીજ નિશાની છે ? આવું હિતચિંતકપણું રાજ્યને સલામત રાખવા જાળવશો જેથી ખુદા નેકીનો બદલો બે સુમાર આપશેજ ! !

આવું શાહનું બોલવું સાંભળી સર્વે જણા સલામ કરી વિનવવા લાગ્યા કે જહાપનાહ ! એ આપની લીયકી છે કે આપ અમારામાં હજારો અવગુણ છે છતાં ગુણ છે છતાં ગુણ માનો છો એ અમારાં પણ અહોભાગ્ય છે અને કદાચ અમારામાં કિંચિત માત્ર કોઇ પણ ગુણ છે; તોપણ તેના કદર કરનાર આપના જેવા આ જગતમાં માલિક કોણ મળનાર છે ? ખુદા મૌલા અપને જુગોજુગ પ્રતાપસિંહ અમર રખે ! ! !

તદનતર શાહે કચેરી બરખાસ્ત કરી ચંદરાજનો પરાજય કરવા તત્પર થયો.

---

## વારતા ૮૫ મી.

### ગ્રાહક એકું બોલેલું અન્નનો અંગીકાર કરતા નથી,

ગુણ ગ્રહક ગુણિને સદા. પરખી લે પળ માંહી;
તેમ ગુણી નિજ ગ્રાહક પ્રત્યે, શોધે ધરી ઉછાંહ. મુકુંદ.

એક સમય અકબરશાહ ગુણિજનોની ખાસ મંડળી ભરી કાવ્યવિનોદ ચલાવતો હતો, એટલામાં મુલ્લા ફેઝાનું આવવું થયું અને મુગલાઈ નિયમ પ્રમાણે સાત સલામ કરી બોલ્યો કે—

**ચલત ચમક સમસેર શત, જલજા જડ હો જાત;**
**એસી જીસકી સેન દઇ, કહા બનકી બાત.**

આ દુહો સાંભળી સભાના આગેવાનો પૈકી ચાર પાંચ જણાએ બોલી ઉઠ્યા કે, વાહ ! ખુબ કહી સચ્ચ બાત હે ! ! આ વખતે બીરબલ પણ હાજર હતો તે સમય વિચારી બોલ્યો કે ' અક્રિન્ન

ખુશ મજેની વાત કહી ? જેના માત્ર એક નજરથી હજારો તરવારો ચમકીને ચાલવા લાગે છે અને જો કૃપાની હોય તો લક્ષ્મી ત્યાંજ સ્થિર થઇને વાસો વસે છે, તે પાદશાહના મ્હોમાંથી એક બોલ નિકળે અને તે પ્રમાણે તેના દરબારીઓ અમલ કરે એમાં આશ્ચર્ય ?

ફૈઝીની કીરતી સાંભળી જગન્નાથને ગુસ્સો ચઢતો હતો તેથી આ પ્રસંગે પણ બોલી ઉઠયો કે આ કવિતામાં રસ કયે સ્થાનકપણે આ પ્રમાણે જગન્નાથનું બોલવું સાભળી બાદશાહે ફૈઝીને કહયું કે—તે રસ જે સ્થાનકે રહ્યો હોય તે બતાવો; આવું શાકનું બોલવું સાંભળ્યું જો કે ફૈઝી ઉતમ પ્રકારનો કવિ અને પડિત હતો ખરો, પણ કાયમનો નિયમ પ્રમાણે પ્રશ્ન કરતાને સમજાવી શકવાની તેનામાં શકિત નહોતી કેમકે સંસ્કૃત ભાષા શિવાય અન્ય ભાષાઓ પુર્ણ નથી તેમ સાહિત્યો વિગેરેની પણ અન્ય ભાષાઓમાં ઘણીબી કચાશ છે. ફૈઝી સંસ્કૃત ભણુયો હતો, પણ જગન્નાથ પંડિત આગળ તે ટકી શકે તેટલું તેનમાં સામર્થ્ય નહોતું; તદપિ ઉત્તર દેવા વિચારણા કરતો હતો, એટલામાં બીરબલ ફૈઝીના મનનો ભાવ સમજી શાહના માનીતા માણસનો પક્ષ કરવાથી પરિણામે અતિ લાભ થાય છે તથા પોતાના ઉત્તમ જ્ઞાનની પણ ચમત્કૃતી ઝળકતી રહે તેટલા માટે બોલ્યો કે, હજુરનો હુકમ હોય તો તે દુહામાં રસ કહાં રહ્યો છે તે જરી કહી બતાવું ? આવું બીરબલનું વિનયયુક્ત વચન સાંભળી શાહે કહ્યું કે, ખુશીથી કહી બતાવવી. પછી બીરબલે કહ્યું કે, ઉક્ત દુહામાં એ ચમત્કાર છે કે, આપના હુકમ પ્રતાપથી લોઢા જેવા જડ અને કઠીણ પદાર્થો પણ ચલનશક્તિ પામે છે અને લક્ષ્મી જે ચંચળ વસ્તુ તે સ્થિર થઇ જાય છે એમ કહ્યું છે. એ ઉપરથી આપનો હુકમ સર્વ માન્ય છે, એમ આ વાક્ય સિદ્ધ કરી આપે છે.

અને તેની સાથે આપનાં પ્રતાપ તથા ઉદારતાનું વર્ણન પણ થયું. આ વ્યંગ્યાર્થ ' ચલન ' અને ' જડ ' એ બે શબ્દ ઉપરથી સમજાય છે કે, એમાં વિશેષ રસ રહેલો છે એમ કહેવામાં જરા ખોટું ગણાય તેમ નથી અને તે શિવાય એમાંના પદેપદ સાંભિપ્રાય રસમય છે.

બાદશાહની સભામાં એક સૈયદ જનુનુદીન હતો અને તેનામાં જનુનીપણું પણ અત્યંત હતું તથા સંસ્કૃત ભાષાનો કટો દુશ્મન હતો, ફક્ત તેને ફારસી અને અરબ્બી ભાષાજ પ્રિય હતી અકબર શાહે દરબારી ભાષા ઉર્દુ કરી હતી તેને માટે તે બહુજ નારાજ હતો તેમ અકબરશાહને કટુ વચનો સંભળાવનારો પણ એ એકલો જ હતો; પરંતુ સારો વિદ્વાન હતો તેથી તેના દુર્ગુણો તરફ લક્ષ ન આપતાં શાહ તેનું માન જાળવતો હતો તે ઉપરના દુહાના ભાવાર્થ વિચારી ઘણો ચીડવઇ ગયો અને બોલ્યો કે, ફૈઝી જેવો અરબ્બી ભાષાનો કાબેલ મોલવી કાફરોની જુબાનમાં લાહેરી કરે છે. એ જોવુંજ કેટલું ગુન્હા ભરેલું કામ છે? તેમાં વળી સેતાની સંસ્કૃત ભાષાનો ' જલજા ' એ શબ્દ લખવાની શી જરૂર હતી? આ શબ્દમાંજ ફૈઇજીની શાહેરી ઉપર બાદુવા ખુદાએ મુકી છે. આ મીજલસમાં પણ કેટલા જણ એ બોલને સમજ્યા છે. તે તો તપાસી જુવો, આવું સૈયદ સાહેબનું બોલવું સાંભળી કેટલાક મિજલસીઓ પોતાની નજર ફેરવી બેઠા; કેમકે રખેને એ બાબતમાં આપણને જ પુછે, પરંતુ બીરબલ તો નિઃસંકપણે બોલ્યો કે લક્ષ્મી ચપળ છે. એ વાત જલજા એટલે પાણીથી ઉત્પન્ન થએલી એમ કહેવાથીજ બરાબર સમજાય છે; કેમકે સૈયદ સાહેબને આ વાત તો યાદ રહેશે કે સોબતે અસર અને તુખમે તાસીર, આવ્યા વિના રહેજ નહીં, એથી પાણી અચળ અને તેનાથી ઉત્પન્ન થયેલી લક્ષ્મી

ચપળ હોયજ; આ કહેવત સાંભળી સર્વ સભા મંડળ ખડખડ હસી પડયું; કેમકે બીરબલે સૈયદ સાહેબની સૈયદીનું જળમુખ શોધી વાકબાણ માર્યું, એટલે સૈયદ લાહોરના એક ખાટકીનો છોકરો હતો, પણ વિદ્યાભ્યાસથી મુલ્લાંમાંથી પરાણે પાપોમાંથી ધીરમહમદ થાય તેમ સૈયદ થઇ પડયો હતો, તે વાત ઉપરથી કહેવત સૈયદનું કાળજું કોરનાર થઈ પડી આ હાસ્યાસ્પદ પ્રકારથી શાહ ખુબ પ્રસન્ન થયો, પણ વિવેકથી હસવું થંભાવ્યું અને ચોપદાર તરફ ઇશારો થતાં તેણે ગરજના કરી ' અદબ, '

શાતા તરંગ રંગથી સર્વ સભામંડળનાં મુખ પ્રફુલીત થયાં પણ જગન્નાથ પંડીત તો ધુંધવાયલા અગ્નીની પેઠે રૂપ ધારણ કરી બેસી રહ્યો હતો, તે જોઇ બાદશાહે પુછયું કે પંડીતરાજ ! ફૈઝીની શાહેરી કવિતાથી સૈયદ સાહેબ તો નાખુશ થયા, પણ તમો પ્રસન્ન થયા કે નહી ! આવું શાહનું બોલવું સાંભળી જગન્નાથ પંડીતને કહ્યું કે, અમે બ્રાહ્મણલોક એઠું બોટેલું અન અંગીકાર કરતાજ નથી, આ વાકય સાંભળી સર્વને આશ્ચર્ય ઉપજ્યું કે મુલ્લાં ફૈઝીએ જે શીઘ્રપણે પ્રસંગોપાત કવીતા બનાવી તે ઉચ્ચીષ્ટ શી રીતે થઇ, પછી મુગારી પંડીત જગન્નાથ સ્વામીના હાસ્યની સાથે બોલ્યો કે સરકાર, આ દુહો મુલ્લાં ફૈઝીએ કોઇ વખતે પોતાની બીબીને સારૂ બનાવેલો જણાય છે અને તેનું એઠું આજે આપણુને ભેટ કરે છે. સર્વ સભામંડળે જાણ્યું કે પંડીતરાજે ચતુરાઇથી ઉકત દુહાનો અલૌકીક પ્રકારનોજ અર્થ લગાવ્યો હશે, એ ઉમંગથી પ્રસન્ન વદને સર્વ સાંભળી ઉત્કંઠા ધરાવતા જોઇ પંડીતને કહ્યું કે—એ દુહાનો મુળ અર્થ આ પ્રમાણે છે. કહે છે કે આ બીબીની કટાક્ષ એવી છે કે, તેમાંથી હજારો ચમકતી તલવારો નીકળે છે અને તે ચાલી જાય છે, એટલે ચારે તરફ ઉભે-

આ સઘળાઓની કતલ કરી નાખે છે, એ કટાક્ષનું મનોહરપણું જો-
તાંજ લક્ષ્મી જે રૂપનો ભંડાર છે, તે પોતાને કદરૂપી સમજી જડ
થઈનેજ ઉભી રહે છે. એવી જેની એક કટાક્ષ છે તે જો તે બોલે
તો પછી તેની ખુબીજ શી, આ પ્રમાણે ફૈઝીમીયાંની સુંગાર વૃત્તિ
ઉત્તરોત્તર ઉછળતી જાય છે.

આ પ્રમાણે પંડીત રાજનો કરેલો અર્થ સાંભળી સર્વ સભા
છક થઇ ગઇ અને જગન્નાથ અર્પુવ બુદ્ધિનાં વખાણ કરવા લાગી
પણ રસના વિષયમાં ફૈજી પંડિતરાજથી ઉતરે તેવો નહોતો તેથી ફૈ-
ઝીએ જણાવ્યું કે પંડિતરાજ, તમો મારી કવિતાનો ગુઢ સંગારનો
આશય પ્રગટ કર્યો તે માટે હું આપનો આભારી છું, પરંતુ આપને
માલમ નહી હશે કે, અમે મુસલમાનકો ખુદાને માશુક સ્ત્રી રૂપેજ
ભજીએ છીએ; અરથાત એ કવિતા સ્ત્રીની નથી પણ ખુદાનીછે. આ
જવાબથી શાહ ઘણો પ્રસન્ન થયો કેમકે જગન્નાથ પુર્વપક્ષનું ખંડન
થયું અને તે સાથે પોતાને ખુદાની ઉપમા મળી; તોપણ વિવેકને
સારૂ જગન્નાથની શીઘ્ર કલ્પના બહુ વખાણી બીરબલ બોલ્યો કે
પૃથ્વીનાથ આપે જગન્નાથ કવીની પ્રશંસા કરી તે યથાર્થ છે. પણ આ
દુહામાં તેમની બુદ્ધિનુંજ રૂપ વર્ણવ્યું છે જગન્નાથ પંડિતની બુદ્ધિ
કેવી છે કે ચલત ચમક સમશેર સત, સંત એટલે સાચું અને
સાચું એટલે શાસ્ત્ર તેમાં કઠિન વિષયોમાં તરવારની પેઠે ચળકતી ચાલે
છે; અરથાત કોઇપણ વિષય જેને કઠીન અગમ્ય નથી પણ શું માત્ર
કઠિણજ છે? કોમળતા કે રસિકતા તેમાં નથી જલ જાજરૂ હોજાત,
એટલે સંધી તોડતા જળજ કહેતાં કમળ અજર થઇ જાય છે; અ-
ર્થાત તેની કોમળતા કદી પણ જતી નથી, ઐસી જીસ્કી સન ઇક
એવી જે બુદ્ધિ રૂપી સરસ્વતીની એક નજરમ છે તે સરસ્વતી હુકા

બેનકી બાત, બેન એટલે વીણા લઈને જ્યારે સંગીત કરવા બે ત્યારે તો તેની કોમળતા કેટલી જાણવી.

આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી ચારે તરફથી શાબાશ, શાબાશ, એજ અવાજ સભા મંડળમાં છવાઈ રહ્યો શાહ પણ બહુજ પ્રસન્ન થઈ ગયો અને બીરબલના બુદ્ધિબળની અત્યંત તારીફ કરવા લાગ્યો, તેમ જગન્નાથ પંડીતે પણ કબુલ કર્યું કે, મારા કરતાં પણ બીરબલની કલ્પના વિશેષ સુંદર છે. તદનંતર અમુલ્ય શિરપાવ તેને ઈનાય કર્યો.

## વારતા ૮૬ મી.

### બીરબલ અને તાનસેનના ગુણનો મુકાબલો

### વસંતતીલકા છંદ.

જેને અનિતી પ્રિય હોય સદાજ ઝાઝી, તેને સુનીતી પંથ ગામી જણાય પાજી,
પાપી પ્રપંચ કરી પુષ્કળ દ્વેષ ધારે ન અરથ તદાપ ન મતિ સુધારે.

### બીરબલ અને તાનસેનના ગુણનો મુકાબલો.

દીલ્લીપતી નામદાર અકબરશાહની હજુર બીરબલ નામનો પ્રધાન ( દીવાન મહા ચતુર, ધુરત અને અકલવાન હતો તેથી કદરદાન બાદશાહ તેને ઘણી મમતાથી ચાહતો હતો એટલુંજ નહિ પણ પ્રત્યેક કામમાં તેની સલાહ લીધા શિવાય આગળ ડગ ભરતો નહોતો; તેવા સંબંધથી તમામ મુસલમાન વર્ગ ઘણોજ નારાજ રહેતો અને નિરંતર એજ બિચાર થતો કે "આપણા મુસલમાની રાજ્યમાં વળી કુબાણમાં હડી, સમાન નડનાર એ બ્રાહ્મણે મોટા રાજના કારોબારની લગામ કેવળ પોતાને હાથ કરી લીધી. અને આપણને તેની તહેનાતમાં રહેવું પડે છે એ ખરેખર હીણ પદ છે ! માટે કોઈ પણ પ્રકારે તે પદભ્રષ્ટ થાય અગર અહીંઆથી દુર ટળે તો તેની જગ્યા

આપણી કોમના માણસને હાથ આવે, એમ નિશ્ચય કરી એક તાનસાન નામનો ગવૈયા કે જેણે તમામ હિંદુ મુસલમાનોને પોતાની ગાયન કળાવડે કેવળ વસ્ય કરી લીધા હતા, તે તે જગ્યા ઉપર દાખલ કરવો ! એમ ધારી એક દિવસ તાનસેનને ગાયન કરવા માટે એક અમીરે બોલાવ્યો અને નામદારને આમંત્રણ કર્યું કે "આજ આપ મીજલસમાં પધારવા મહેરબાની કરશો" તદનંતર સર્વ અમીર ઉમરાવ અને બાદશાહ વગેરેનું પધારવું થયું. મીજલસ ભરાણી તે વચ્ચે તાનસેન પ્રથમ દીપક રાગ રડયો કે તે રાગના પ્રભાવથી રોશની માટે કરી રાખેલી બતીઓએ એની મેળેજ તાત્કાળ જ્યોતી પ્રકાશી દીધી અને જ્યાં ત્યાં રોશની ઝગઝગાટબંધ દીસમાન થઇ તેથીસર્વ બાદશાહ અનેમીજલસના મનુષ્યો અત્યંત આશ્ચર્ય યુક્ત થઇ ગયાં તદનંતર તાનસેને સર્વ પ્રકારની સમય સમયની રાગ રાગણીઓ ઉત્તમ આલાપસહ ગાઇ બતાવી. તે વખતે સર્વ મંડળ આનંદમય બની એક અવાજે વાહ ! વાહ ! શાબાશ, એમ કહી તાનસેનના ગુણની પુષ્કળ તારીફ કરવા લાગ્યું કે **તાનસેનકી તાનમેં સબી તાન ગુલતાન** બાદ ગાયન બંધ કર્યા પછી અમીર ઉમરાવ અને તમામ મુશદી વર્ગ વગેરે બાદશાહની મરજી સુપ્રસન્ન નીહાળી કહેવા લાગ્યો કે જહાંપનાહ બીરબલથી તાનસેન કેટલા ગુણવાન અને જ્ઞાનવાન છે. તેનો પ્રત્યક્ષ દાખલો કિંવા મુકાબલો હજુરની હજુરજ મોજુદ છે એટલે વિશેષ તારીફ કરવાની જરૂર નથી, માટે સર્વકો ચાહે છે કે એવા અક્કલવાન પુરૂષને કદાચ બીરબલની જગ્યા આપવામાં આવે તો ઘણુંજ ઉત્તમ ગણાય ? આવું તેઓનું બોલવું સાંભળી બાદશાહે જણાવ્યું કે તમારૂં કહેવું ખરૂં છે; અને બીરબલ કરતાં ગમે તેટલે તાનસેન વધારે ગુણવાન છે, તદપિ બીરબલના બુદ્ધિબળ અગાડી તાનસેનના ગુણ વખતે શાંત થઇ જાય એમ હું માનું

છું. અને એ વાતની ખાત્રી તમોને થોડાજ વખતમાં બતાવીશ એ પ્રમાણે કેટલીક વાતચીત થયાબાદ પાનફુલ વહેંચ્યા પછી મીજલસ બરખાસ્ત થઇ.

બીજે દીવસે બાદશાહે ઇરાનના શાહને એક પત્ર લખ્યો કે આપ તરફ બીરબલ અને તાનસેનને મોકલ્યા છે તેમને આ પત્ર દેખત શીરચ્છેદ કરાવશો. એવી મતલબનો પત્ર લખી પોતાની મોહોરછાપ કરી તે પત્ર બીરબલ અને તાનસેનને સ્વાધીન કર્યો ને હુકમ કર્યો કે, દબદબા સાથે ઇરાનના શાહ પાસે જાઓ અને આ પત્રનો પ્રતિઉતર લઇ આવો.

બાદશાહની આજ્ઞા પ્રમાણે બીજેજ દીવસે બન્ને જણા ઘટીત દબદબા સાથે પ્રયાણ કર્યું. કેટલેક દિવસે ત્યાં જઇ પહોંચ્યાં બાદ દરબારમાં જઇ યોગ્ય રીતી પ્રમાણે વંદન કરી અદબ સાથ રહી અકબર બાદશાહે આપેલો પત્ર હાજર કર્યો તે પત્ર શાહે વાંચવાની સાથેજ સેવકોને હુકમ કર્યો કે “ આ બન્નેને શહેર બહારના મેદાનમાં લેઈ જઇ તેમનાં મસ્તક ઉડાવી દો આવી શાહની આજ્ઞા થવાથી સીપાઇઓ બન્નેને પકડી વધસ્થાને લેઇ ચાલ્યા ત્યારે તાનસેન ઘણોજ ભયભીત થઇ રડવા લાગ્યો તે જોઇ બિરબલ બોલ્યો કે હવે રડવાથી શું વળવાનું છે ? કષ્ટ વખતે ઘણું ધૈર્ય ધારણ કરી આવી પડેલી આપદામાંથી બચવું એજ ડહાપણ અને ચાતુરી છે. તેમજ મારા કરતાં આપ ગુણમાં અધિક શ્રેય છો કારણ કે બિરબલની જગ્યા આપને આપવી એવી તમારા જાતીભાઇઓએ ખુદ બાદશાહને વિનંતી પણ કરી છે; માટે બાદશાહ આપણ બન્નેની અકલનો મુકાબલો કરવા આવો પ્રસંગ આણેલો છે તેથી આપ ગુણના પ્રભાવવડે સંકટ નિવારણ કરો. આ સાંભળી તાનસેન હાથ જોડી બોલ્યો કે

ભાઇ ! તમે મોટા પરોપકારી છો અને આપનું બુદ્ધિબળ અગાધ છે હું આપને શરણુ છું જેથી મારૂં ઉપહાસ્ય ન કરતાં પ્રાણુરક્ષક કરવાની યુકિત યોજી મને જીવતદાન આપો આ પ્રમાણે દીનવાણી યુકત બોલવું સાંભળી બિરબલે કહ્યું કે બીશો નહિ ધૈર્ય ધારણુ કરો અને હું કહું તે પ્રમાણે કરો એટલે સંકટ રહિત થશો.

તાનસેને કબુલ કર્યું બાદ બીરબલે જણાવ્યું કે " જે વખતે આપણને આ સીપાઇઓ વધસ્થાનકે લેઇ જાય તે વખતે ઘણાજ હર્ષ સાથે મને પાછળ હઠાવી સીપાઇઓને કહેવું કે " ભાઇઓ પહેલું મારૂં માથું કાપો ! અને હું તમને પાછળ હઠાવી કહીશ કે ભાઇ એનાથી પહેલું મારૂં માથું કાપો ! એ પ્રમાણે અત્યંત ઉત્સાહ બતાવવો પછી જે મારે બોલવું હશે તે હું બોલીશ.

તદનંતર ચાલતાં ચાલતાં કેટલેક વખતે વધ કરવા ( મારી નાખવા ) તે જગ્યાએ પહોંચ્યા એટલે પ્રથમ કરી રાખેલી ગોઠવણ મુજબ બન્ને જણે ધામધુમ આદરી, તે જોઇ વધકારો અત્યંત આશ્ચર્યવંત થયા કે આ બન્ને કેવા મુર્ખ છે સાક્ષાત મરણનો સમય આવ્યો છે છતાં આનંદવૃતથી માંહો માંહે ધુમ મચાવી રહ્યા છે કે પહેલાં મારૂં માથું કાપો અને બીજો કહે છે કે મારૂ માથું કાપો ! માટે આ આશ્ચર્યજનક વારતા શાહને જાહેર કરવી જોઇએ પછી જેમ નામદારને હુકમ હશે તેમ કરીશું " એમ વિચાર કરી તે બન્નેને શાહની હજુર લેઇ ગયા અને સઘળી હકીકત જાહેર કરી જેથી શાહ પણ તાજુબ થયો અને કહ્યું કે ' મનુષ્ય માત્રને પ્રાણથી વધારે વ્હાલી કોઇ ચીજ નથી ! તેમ છતાં તમે બંને જણા બેફીકરા બની અંદર અંદર પ્રથી જાન ( જીવ ) આપવામાં આકળા થઇ રહ્યા છો એનું શું કારણ છે ? " એવું શાહે પુછ્યું ત્યારે બીરબલ બોલ્યો કે "નેક-

નામ કદરદાન સરકાર ! એ વાત અમોને ઘણુંજ નુકશાન થાય છે અને જે આશા પાર પાડવા અમારા ધણીએ આપના પાસે મોકલેલા છે તેમની આશા પૂરી થશે નહી. અમારા પ્રાણ લેવા એવો અમારા ખાવિંદે આપને પત્ર લખેલો છે તો જાણવુંજ જોઇએ કે તેમાં કાંઇ ખાસ મતલબ હોવી જોઇએ ! એમ આપના દીલમાં ખ્યાલ સ્હેજ આવવોજ જોઇએ; કેમકે જો અમારા ફક્ત પ્રાણજ અમારા ધણીને લેવા હોત તો તેમને કાંઇ મુશ્કેલ નહોતું પરંતુ આપની તરફ શિરચ્છેદ કરવા મોકલ્યા માટે ખાસ જરૂરનું કારણ છે એતો સિદ્ધજ થાય છે માટે વાર ન કરતા એકદમ મારૂં શિરચ્છેદ કરો અને તાનસેનનું આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહને ઘણીજ આતુરતા વધી કે અતરે વધ કરવા મોકલ્યા તેનુ સબળ કારણ હશેજ તેથી કહેવા લાગ્યો કે " જ્યાંસુધી તમે તે ખરી વાત મારા અગાડી જાહેર નહિં કરો ત્યાં સુધી શીરચ્છેદ કરવામાં આવનાર નથી ! ત્યારે બીરબલ બોલ્યો કે જ્યારે આપ એ વાત બરોબર જાણીલ્યો ત્યારે તુરત અમારા શિરચ્છેદ કરવા; અંતે બોલ્યો કે " કબુલ છે " પછી બીરબલ હાથ જોડી શાહ પ્રત્યે અરજ કરવા લાગ્યો કે " અમારા ધણીને આપનું રાજ્ય પોતાના તાબામા લેવા માટે ઘણી વખતથી આતુરતા ભરી આશા લાગી રહી છે, પરંતુ આપ તો શમસેર બહાદુર છો ! એથી લડાઇ કરી મનની મુરાદ બર આવે એમ ન જણાવાથી ના ( લા ) ઇલાજ થયા હતા પણ હાલ મક્કેથી બાદશાહ સરકારને ત્યાં એક પીરજાદા પધારેલા છે તેમને હાથ જોડી નમ્રતાથી પુછયું કે ઇરાનના શાહનું રાજ્ય મારા તાબામાં શી રીતે આવે ? તેના ઉતરમાં પીરજાદાએ કહ્યું કે ' ઇરાનનો શાહ મ્હોટો પુણ્યશાળી પ્રતાપવંત છે ! માટે એવું રાજ્ય તમારા તાબામાં આવશે નહીં.

પણુ જો તેમના હાથથી બે મનુષ્યો નાહક-ગુન્હેગાર મરાય તો એની મેળેજ તે શાહ ગુજરી જશે પરંતુ બે જણા વગર વાંકે મરાય તેમાં જે પહેલું વધ થાય તે શાહની ગાદીનો માલીક થશે અને પછી વધ થશે તે બીરબલની પદવી પામશે. " એવું પીરજાદાનું બોલવું સાંભળી બાદશાહે અમને બે જણને વિશેષ પ્યારના કારણથી આ તરફ યુક્તિ લઢાવી મોકલ્યાં છે માટે હવે વાર લગાડવાનો વખત નથી, પહેલાં મારૂ અને પછી તાનસેનનું શિરચ્છેદન કરો જેથી વહેલું કાર્ય સિદ્ધ થાય. માટે શાહે કહ્યું કે જ્યારે એમ છે ત્યારે હું મારૂ પોતાનું નીકંદન કાઢવા શામાટે તૈયાર થાઉં ? બળતી લામાલમાં કોણ પડશે? માટે જેવા આવ્યા તેવા તમારા ઘેર તુરત ચાલ્યા જાઓ અને હું લખી આપુંછું તે કાગળ તમારા શાહને આપજો. આજ સુધી હું તમારા શાહને મુરબ્બી સમજતો હતો પણ હવે એનાં બુરા કાવતરાથી એના લખેલા પત્રને માન્ય કરતા નથી આ પ્રમાણે શાહનાં વચનો સાંભળી બહુજ બને જણા નારાજ થયા અને ઉતરેલ ઠેહેરે ત્યાંથી વીદાય થયા કેટલેક દીવસે દીલ્લી આવી પહોંચ્યા અને બાદશાહને મળ્યાં તેમ તેમ ત્યાં બન્ને સઘળી હકીકત આ પત્ર રજુ કરી ઉભા રહ્યાં પત્ર વાંચી બાદશાહે દરબાર ભર્યો અને તાનસેન તથા બીરબલને સભા સમક્ષ પુછ્યું કે તમો શી રીતે જીવતા આવ્યાં તે સાંભળી તાનસેને ત્યાં સઘળી બનેલી હકીકત કહી અને બોલ્યો કે ગરીબ પરવર ? બીરબલની અક્કલને ? અને એની અજબ ચાતુરીથી મારો પ્રાણ બચ્યો ! " એ સાંભળી બાદશાહે પોતાની જાતવાળાને કહ્યું કે મે તમોને પ્રથમ કહેલું હતું કે બીરબલની આગળ તાનસેનના ગુણ તો દટાઇ જાય ! તેનો પ્રત્યક્ષ દાખલો જોયો ? એવું બાદશાહનું બોલવું સાંભળી બીરબલનું દ્વેષી મંડળ

પૃથ્વી ભણી નીહાળવું જણાયું અને ફરીથી બીરબલ વિષે ઝાઝી અદેખાઇ ન કરવા તેમના મન સાથે પ્રતિજ્ઞા કરી.

# ભાગ ૮ મો.

## વારતા ૮૭ મી.

### બાદશાહ તો બીરબલની આંખે દેખે છે.

કરતા હોય સો કીજીએ ઓર ન કીજે કગ્ન.
મુંડ રહે સેવાલમે, ઉંચે રગો પગ્ગ.

એક વખત બીરબલના પ્રતિપક્ષીઓએ વિચાર્યું કે દિવસે દિવસે બીરબલનો પગ વિશેષ જામતો જાય છે; એટલુંજ નહીં પણ બાદશાહ તો બીરબલનીજ આંખે દેખે છે. કેવળ મદારી જેમ માંકડાંને રમાડે તેમ શાહને પોતાની ધારેલી ધારણામાં રમાડયા કરે છે માટે હવે તેના વાસ્તે ખરેખરો ઘાટ ઘડયા વિના સિધ્ધ નથી; પરંતુ પહેલાં રફતે કામ લેવું તે ઠીક માટે તેનામાં અવગુણો કેટલા છે તે લોકોને ઠસાવવા યત્ન કરવું એમ વિચારી ખોટા ખોટા આરોપો બિભત્સ શબ્દોમાં લખી જાહેરનામું ભર બજારમાં એક દિવાલ ઉપર ચહોંટાડયું કારણ કે તે જાહેરનામું હજારો લોકો વાંચશે તે પૈકી ઘણા ખરાના મનમાં એ જાહેરનામાની ખોટી ખબર છતાં પણ અસર થશે તેથી લોકોની પ્રીતિ કમતી થશે.

નવીન જાહેરનામું મોટા અક્ષરોથી લખેલું બિરબલના નામનું જાણી બેસુમાર લોકો એકઠા થઇ વાંચવા લાગ્યા. જોકે સમજુ માણસો તો જાહેરનામાને વાંચી લખનારની નિભંચ્છન કરતા રસ્તો માપતા હતા. પણ પાદશાહે અને નીતિ તથા અક્ષર શતરૂઓ અંદરો અંદર હાથ તાળીઓ આપતા ખુશ થતા. વાતને ફેલાતાં કેટલીકવારદ

થોડીજ વારમાં બીરબલને કાને પણ જઇ પહોંચી તેથી પ્રતિસ્પર્ધીઓ-
ના કૃત્યને તોડી પાડવા એકદમ પોતાના હુજુરી માણસો સાથે જે
જગ્યોએ જાહેરનામું ચોટાડ્યું હતું ત્યાં જઈ જાહેરનામું ઉંચી જગ્યોએ
ચહોંટાડેલું હતું તે ઉખડાવી નીચે સહુ લોકોના વાંચવામાં આવે તેમ
ચહોંટાડ્યું અને લોકોની મળેલી મેદની શમક્ષ કહેવા લાગ્યો કે—હે
સમસ્ત શહેર નિવાસીઓ આજથી એક નવો કાયદો અમલમાં આવ્યો
છે તે એ છે કે તમારી મરજીમાં જે આવે તે મારા માટે લખી
જાહેર રીતે જાહેરનામાંમાં ચહોંટાડવાં અને અમારે પણ અમારી મરજીમાં
આવે તેમ તમારા જાહેરનામાં ચહોટાડ શું; કેમકે હવે એક એકના
માટે ગમે તે લખે તે માટે સરકાર તરફથી કશી અડચણ નથી આ
પ્રમાણે બિરબલનું વિલક્ષણ પ્રકારનું બોલવું સાંભળી લોકો ભયભીત
થયા કે આ કાયદો તો ઘણોજ ખરાબ કેમકે એક એકની ઈજ્જત
ઉપર જે તે લોકો ત્રાય મારી છાપે મારશે તેથી સર્વની આબ ઉઘાડી
થવાનીજ આ ઠરાવ માટે તો નામદારનેજ અરજ કરવીજ પડશે.
એમ વીચારી સમજદાર લોકો દરબારમાં ગયા અને અરજ કરી કે
ગરીબ પરવર જેના તેના માટે મરજી મુજબ લખી છાપી ચહોંટાડ-
વાનો જે ઠરાવ હજુર તરફથી બહાર પાડવામાં આવ્યો છે તેથી
સકલ પ્રજા ભયભીત થઇ ગઇ છે અને શોચમાં ગરક થઇ ગઈ છે
કે આ ઠરાવથી કોઇ કોઇની ઇજત રહેશે નહી માટે એ ઠરાવથી
ફેરફાર કરવા સરકાર ધણીછો.

આ પ્રમાણે પ્રજા વર્ગનું આશ્ચર્ય જનક બોલવું સાંભળી બિર-
બલને પુછ્યું કે આ શું કહે છે તે વિષે મને તો કંઇ સમજ પડતી
નથી ? બિરબલે જવાબ આપ્યા કે આલમપનાહ એવો ઠરાવ હમણાં
અમલમાં આવ્યો છે કે પોતપોતાની મરજી મુજબ ગમે તેની ગીબત

સાથેનાં જાહેરનામાં ચહોંટાડયાં અને તેને લીધેજ મારા પ્રતિસ્પર્ધિ-ઓએ પ્રથમ એ ઠરાવ અમલમાં લીધો છે તેથી શાહેરવાસિઓ ગભરાયા છે.

આવું બિરબલનું બોલવું સાંભળી બાદશાહ સારી પેઠે સમજી ગયો કે મારા કાને પ્રતિસ્પર્ધિઓનાં કુકર્મો પહોંચડાવા માટે બિરબલેજ આ સઘળી ખટપટ કરેલ છે અને તેથીજ લોકો ગભરાયા છે પછી શાહે પ્રજા વર્ગને કહયું કે—તે ઠરાવ હવેથી અમલ નહીં લેવા વિચારી શું માટે કશી વાતે ગભરાશો નહી.

તદનંતર શાહે સઘળા પ્રતિસ્પર્ધિઓના આગેવાનોને બોલાવી શાહે સખ્ત તાકીદ આપી કે. આયંદે બીરબલ માટે કોઇ પણ પ્રકારનાં કાવત્રાં ભર્યાં બુરાં પગલાં ભરવામાં આવશે તો યોગ્ય શિક્ષાને પાત્ર થશો. આવું શાહનું બોલવું સાંભળી પ્રતિક્ષીઓ નિરાશ થયા અને કરેલા અપરાધની ક્ષમા માગી આયદે ન કરવા કસમ ખાધા.

## વારતા ૮૮ મી.

## તોબાહ સાહેબ

બિના વિચારે જો કરે, શો ફિર પિછે પછિતાન

એક વખત મહોરમના દિવસોમાં કતલની રાત્રીએ ઓલિયાની દરહમાં બિરબલ પોતાના દીકરાના પગમાં ઘણી કિમતી ઝીક ટપકાથી ભરેલી મોજડીઓ હતી તે દરગાહમાં જતી વખતે પગમાંથી ઉતારી પગે લાગવા ગયો હતો પાછળ વળતાં તે મોજડીમાંથી એક મોજડી હાથ લગી પણ બીજી મોજડીનો પત્તો લાગ્યો નહી મતલબમાં ઘણીજ ભીડ હતી કે તેથી એક મોજડી લઇ પોતાના મુકામે ગયો, પણ તે મોજડીતો માણસોના ઠેસવે ચડવાથી છેક ઓલીયાની કબર નજીક જઇ પહોંચી જ્યારે દરગાહ બંધ કરવાનો વખત થયો ત્યારે પૌસા

વગેરે સમેટી લેતાં તે મોજડી નઝરે પડી અને હાથ લેઇ જોઇ તો, કોઇ દીવસ નહિ દીઠેલી તેવી નવીન તથા કીમતવાન જોઇ વિચાર્યું કે–આ મોજડી કાંઇ આદમ જાતની નથી પણ નક્કી ઓલીયાની હોવીજ જોઇએ નહી તો કબર નજીક કયાંથી હોય ? ખચીત ઓલીયાઆનો આ એક જાતનો પ્રસાદને સર્વ મુસલમાનોએ તોબાહ સાહેબ એમ બોલતા માથે આંખે અડાડી ગાલે લગાડવા લાગ્યા, બાલ બચ્ચાને અને બીબી વગેરે તમામ લોકોને માથે આંખે અને ગાલે ઉપરનો શબ્દ બોલતાં અડકાડતાં હતાં અને અહો ભાગ્ય થયો માનતાં હતાં, જ્યારે પ્રભાત થયું ત્યારે મોજડી લેઈ શાહ હજુર તે દરગાહનો મુજાવર ગયો. અને રાત્રીની હકીકત કહી તેથી શાહ ઘણો ખુશી થઇ પોતે તથા પોતાનાં બચ્ચાં અને હુરમ વગેરે સર્વ જણે માથે આંખે અને ગાલે અડાડી તોબાહ સાહેબ એમ બોલી ખુદાનો આભાર માન્યો જે વખતે બીરબલ કચેરીમાં આવ્યો તે વખતે શાહે ઓલીઆના ચમત્કારી પ્રસાદની વાર્તા કહી મોજડી બતાવી તે જોઇ બીરબલ બોલ્યો કે અરે ખુદાવિંદ એ તો મારા છોકરાંના પગની મોજડી છે, જે આપને ખાત્રી ન થતી હોય તો એના જોડાની બીજી મોજડી મંગાવી મુકાબલો કર્યો તો એકજ જાતની અને તેના છોકરાના પગનીજ જણાઇ તેથી શાહ અને સંકળ મુસલમાન વર્ગ બહુજ શરમિંદા થયા કે આપણે ઓલીઆના પ્રસાદ સમજી માથે આંખે અને ગાલે બીરબલના છોકરાના પગની મોજડી અડાવી એ કેટલી બધી અણુવિચાર ભરી ભુલ થઇ છે હસે હસે સબસે બડી ચુપ? એમ કહી મુંગે મ્હોઢે પોતપોતાને કામે લાગ્યા.

---

## વારતા ૮૯ મી.

### જે કોઈ મરી જાય તેની પછવાડે જમવાનો રીવાજ શા કારણથી

પપર ઉપકાર સમાન, અવર પુન્ય નહી અવનિમાં અમરત.

એક વખત અકબરશાહે કચેરી મંડપમાં સ્થિત થયેલા વિદ્વાનોને પુછ્યું કે જે કોઇ માણુસ મરી જાય છે તેની મરણ તિથીએ જમવા જમાડવાનો રીવાજ શા કારણને લીધે હશે ? આવું શાહનું પ્રશ્ન સાંભળી પોત પોતાની મતિ પ્રમાણે કહેવા લાગ્યા—એટલે એક જણે કહ્યું કે મરણ તીથી યાદ રાખવા માટે હિંદુ તથા મુસલમાનો વગેરે સર્વ જ્ઞાતિમાં સાધારણ રીતજ પડેલી છે કોઇએ કહયું કે એ બહાનેથી પાંચ પૈસા ખેરાતમા તથા જ્ઞાતિ ભાઇઓના પોષણમાં વપરાય તે માટે એ રીવાજ વૃદ્ધ લોકોએ દાખલ કરેલો હોવો જોઇએ આ પ્રમાણે જે જેના મનમાં ભાસ્યુ તે તે પ્રમાણે ઉતર આપ્યો; પરંતુ શાહના મનનું સમાધાન થયું નહી અને અન્ય પ્રશ્ન કર્યું કે જો મરણ તિથી યાદ રાખવા એ રીવાજ હોય તો તે કરતાં જન્મ તીથી યાદ રાખવાનો રીવાજ વધારે સારો ગણાય તેમ છે. આવું શાહનું બોલવું સાંભળી બીરબલ બોલ્યો કે—કિબ્લે આલમ ! જ્ઞાનવાન પુરૂષોની શિખામણ છે કે—

**જનતું અપને જન્મદિન, કરસે ઓચ્છવ આપ;**
**મરન દિન તૈયાર સબહી મીલ લડડુ ખાયગે બાપ.**

આ દુહો સાંભળી શાહે કહ્યું માણુસના મરણને દિવસે ઉત્સવ કરવો એ કેવળ અઘટિત છે. બીરબલે કહ્યું કે—સરકાર ! સંસાર બહુ જ્ઞાની છે, તેથી જગતમાં પાપ ગયું એમ જાણી તેના મરણથી રાજી થાય છે. વિચાર કરો કે—

**આયા કછુ લાયા નહી, ગયા ભયા જગ રોગ;**
**ઐસે જનકે મરન દિન, બિન કહા સુરન જોગ.**

જે માણુસ જગતમાં આવ્યો ત્યારે કાંઇ પોતાની સાથે લાવ્યો નથી અને ગયો ત્યારે બધાને એમ લાગ્યું કે જગની બલા રોગનો અંત આવ્યો; અર્થાત જેના મુવા પછી કોઇ યાદ કરતું નથી અથવા જેણે જગતમા આવી પરોપકાર કર્યો નથી કિંવા પોતાના દેહનું સાર્થક કર્યું નથી અને મુવા કેડે લોકો નિંદા કરે છે તો તેવા માણુસોની મરણ તિથી શિવાય શું યાદ રાખવા જેવું છે ? અર્થાત એવા માણુસોની મરણ તિથી યાદ રાખવા જ્ઞાતિઓએ એ રીવાજ રાખ્યો છે,

ઉપરની બીનાને લગતું જગન્નાથ પંડિત બોલ્યો કે જગતમાં મહાન પુરૂષોના તો, જન્મ દિવસજ યાદ રાખે છે, પણ એવા મહાન પુરૂષો તો વિરલાજ છે તેથીજ સંસારનો વ્યવહાર મરણ તિથીજ યાદ રાખવા માટે દેખાય છે; કેમકે—

**(સ્છવ સબકે મરન દિન, નિજ ઘરમેંહી હોય:**
**જગમ ઉચ્છવ જન્મદિન, એસા વિરલા હોય.**

આ દુહો સાંભળી બાદશાહે કહ્યું કે વ્યાજબી છે કે જેના જન્મથી જગતને લાભ થાય તેનોજ જન્મ દિવસ યાદ રખાય અને એવા નર રત્નોનુંજ જીવ્યું પ્રમાણ છે ! તે સાંભળી બીરબલ બોલ્યો કે ' તે શિવાય બીજા માણુસોનું મરવુંજ પ્રમાણ છે ? પુનઃ અકબરશાહે પંડિતરાજને પુછ્યું કે– મહાન નર રત્નો તો વિરલાજ નીકળી આવે છે તેનું શું કારણ ? જગન્નાથ પંડિતે જવાબ આપ્યો કે–' આખા ભુમંડળનું ભલું માણસથી શી રીતે થઇ શકે સર્વ ભુમંડળનું [illegible] નીકળી આવે છે, એજ નવાઇ જાણવી. ઘણા ખરા મનુષ્યો તો

પોતાનાજ સ્વાર્થ સાધવા પાછળ. પડયા છે. અને તેમજ અહ-રનિશ મથન કર્યાં કરે છે તે પણ મન માનતી રીતે સ્વાર્થ સાધી શકતો નથી. હજારોમાં ભાગ્યેજ એવો એક જ નર નીકળે છે કે પોતાનો સ્વાર્થ સાધતો થકો પોતાના કુળની ઉન્નતિ પોતાના જ્ઞાતિ ભાઇઓની ઉન્નતિ પોતાના દેશ અને દેશ બાંધવોની ઉન્નતિ અને પોતાના સનાતન ધર્મની ઉન્નતિ કરવા માટે ફિકર રાખે છે અને એની ફીકર રાખનારા હજારોમાંથી એકજ જણ ભાગ્યેજ ઉપર કહેલી ઉન્નતિ કરી બતાવવા શકિતમાન થાય છે કહ્યું છે કે-

**કુલ દીપક હોના કઠિન. દેશ દિપક દુર્લભ;**
**જગદીપક જગદીશકા, અંશ મનુષ્ય અલભ્ય.**

કુળદીપક થવું પ્રથમ તો કઠિન છે, તથા દેશદીપક થવું તેથી પણ કઠીન છે અને જગદીપક થવું એતો અતિ કઠિન છે, કેમ જગદિપક નર એ તો જગદીશનો અંશ કહેવાય છે તો તેવા નર રત્નો તો અલભ્ય છે.

આ પ્રમાણે જગન્નાથનું શુદ્ધ આશય યુકત જ્ઞાન ચર્ચાવાળું બોલવું સાંભળી સર્વ સભાસદો તો સનંદાશ્ચર્ય પામ્યા, પણ મુલ્લાં જદીન તો, ચીડવાઇને જગન્નાથની નિંદા કરી વચન પ્રહાર અને ગાળિ પ્રહાર કરવા મચી પડયો તે જોઇ બાદશાહે કહ્યું કે ' પંડિ-તરાજ ! એ જઇફ મુલ્લાંના બડબડાટ તરફ જોવું નહીં. તે ઉપરથી જોશી રાજે કહ્યું કે—

**લગત જગતમે નહિ કદા, ગુનાકો ગાલી સાચ;**
**શશિ શશાંક પ્રગાક સબ, શબ્દ સુધારક વાચ્ય.**

ગુણીજનની ગમે તેટલી કોઇ નિંદા કરે. અથવા ગાળોદે; તદપિ ગુણવાન છે તેને તે માટે જરા માઠું લાગતું નથી, જેમ ચંદ્ર-

અને કોઇ દ્વેષ ભાવથી સસલાવાળો સસલાને છાપાવાળો કહે કદાચ તે કહેવું યુક્ત છે; તો પણ તે ગાળરૂપજ છે એમ સમજવાનું નથી અને લોકો તો, એ ગાળના શબ્દોને પણ સુધાકર વાકયજ ગણુતાના કેમકે તેમાં સૌદર્ય શિતળતાદિ શ્રેષ્ઠ ગુણો રહેલા છે સારાંસકે જેમ શશિ—શશાંક વગેરે શબ્દો ખરૂં જોતાં તો ચંદ્રની નિંદારૂપી છે; તો પણ લોક રૂઢીમાંજ સ્તુતિનાજ ગણાય છે, તેમજ મોટા ગુણવાનોની કોઇ છિદ્રગવેષી નિંદા કરે તો તેને લાગતી નથી.

આ પ્રમાણે જોશીરાજનું બોલવું સાંભળી સકળ સભા આનંદ પામી પંડિતરાજને જતુનુદીન ઉપર રીસ ચડવા આવી હતી, પણ આ કાવ્ય ચમત્કૃતિથી ઉતરી જઇ અને કહ્યુ કે ' જોશીરાજે સારી કવિતા કરી કાવ્ય શાસ્ત્રનો પણ એવોજ ન્યાય છે—

દોષદર્શી ગુન અંધકો, ગીન ગુની અધમ અભાગ;
શર્દ સુધાકર શુદ્ધમેં, સમશોધન રસ ત્યાગ.

આ દુહો સાંભળી બીરબલ બોલ્યો કે ' પંડિતરાજે ખરેખરો વગર સમજ્યે ટીકા કરનારને આ ફટકો માર્યો છે કેટલાક ટીકાકાર સ્વભાવથીજ રસ શુન્ય હોય છે કે, આંધળો જો મેઘ ધનુષ્યની શોભા નિહાળી શકે તો તેનાથી કાવ્યની ખુબી દેખી શકાય એવા અંધાપાના કારણથી તેને સારા કવિઓની નિંદાજ સુઝે છે અને બોલે છે, કે—આ વ્યાકરણ વિરૂદ્ધ છે આ રૂઢી વિરૂદ્ધ છે આ રસ સાહિત્ય વિરૂદ્ધ છે, આમાં નીતિનો દોષ છે, એવા એવા છિદ્ર શોધે છે. જો કે ! આવા અનાડીના લવારાને પુર્ણ કાવ્યવેત્તા, તો ગણકારતાજ નથી. પરંતુ ઉછરતા યુવાન કવિયોને જરા ક્ષોભ થાય છે. પણ તેમ ન થાય તેને માટે આ દુહામાં સારો બોધ કર્યો છે—જે દોષને જ દેખે છે અને ગુણ જોવામાં કેવળ આંધળોજ છે તેને હે ગુણીજન

તમે તે અધમને અભાગીયોજ જાણો; મતલબ કે એવા મુર્ખ ટીકા-
કાર ઉપર રીશે બળવું કે ચીડાવું નહીં પણ ઉલટું તેનું રસમાં
પારકાપણું જોઇને તેના ઉપર દયા કરવી જોઇએ; કેમકે એ ટીકાકાર
કોના જેવા છે ? જેમ કોઇ મુર્ખાએ એવું સાંભળ્યું હશે કે ચંદ્ર-
મામાં સસલાનો આકાર દેખાય છે તે ઉપરથી શરદઋતુમાં પુર્ણચંદ્ર
પ્રકાશી રહ્યો છે. તે વખતે ચંદ્ર જ્યોત્સનાની મજાહ લેવાને બદલે
તે સસલું કયાં છે ? તે શોધવા લાગ્યો; તેવીજ રીતે મુર્ખ ટીકાકાર
પણ વર્તે છે; રસ છોડીને સસલારૂપી અલ્પ દોષનેજ શોધવા લાગી
જાય છે; કેમકે એ અંધ છે તેથી એની આંખેથી રસ્તો દેખતોજ
નથી. આ પ્રમાણે સમયોચિત બિરબલનું બોલવું સાંભળી શાહ તથા
સુજ્ઞ પુરૂષો અતિ પ્રસન્ન થયા અને છિદ્રાન્દ્વેષી પુરૂષો ઇર્ષાગ્નિમાં બ-
ળીને ખાખ થઇ ગયા.

## વારતા ૯૦ મી.

### બેઠે બેઠે રાજાનો ભંડાર ખુટે.

જ્ઞાન ધ્યાન ગુણ પ્રવિણતા, સગપણ સત્ય સુમિત;
ભૂલાવી દે પળમાં ખરે; વિત્ત ચળાવે ચિત્ત.    પ્રાણજીવન.

દીલ્લી શેહેરમાં ઝવેહેરચંદ માણેકચંદ નામના બે સગા ભાઇ
હતા, તેમાં મોટો ભાઇ ઝવેરચંદ અને નાનો માણકચંદ હતો. જે
વખતે તેમના પિતાશ્રીનો સ્વર્ગવાસ થયો હતો તે વખતે જે દ્રવ્ય
મુકી ગયો હતો તે થોડા દિવસમાં પાર મુકી દીધું કેમકે બેઠે બેઠે
ખાધે તો રાજાનો ભંડાર પણ ખુટી જાય તો, આ બિચારા વાણિ-
ના પાસે આંગળીઓના વેઢા ઉપર ગણાય તેટલા નાણાં તે ખુટતે
શી વાર લાગે ? દાગીના વગેરે પણ મુકી ખાધા જ્યારે ક્યાંથીએ
નાણાં મળવાનાં ઠેકાણાં ન પડવા લાગ્યાં ત્યારે બીજો ભાઇ વિચાર

કરવા લાગ્યો કે "હવે દેશાંતરે જઇએ તો ઠીક નહી તો ખા-
ધાની પણ પંચાત પડશે માટે હવે વિચાર કર્યા શિવાય વાટ ખરચી
જોગ જે કાંઇ હોય તે લઇ દેશાંતરે જવું એમાંજ સાર છે પુરૂષનું
નશીબ પરજાણા ઓઠે છે માટે અહીંયાથી બીજા પ્રગણામાં કે દેશમાં
ગયા એટલે પાસા પોબાર સમજવા.' એમ વિચારી બે ત્રણ મહીના
સુધી ઘરના માણુસોને ખાનપાનની અડચણ ન પડે તેનો બંદોબસ્ત
કરી પોતે ખરચી જોગ પૈસા પાસે રાખી પરદેશ ભણી પ્રયાણ કર્યું.
દિવસે ચાલવું અને રાત પડે ત્યાં વિશ્રામ કરવો. એમ મજલે પંથ
કાપવો શરૂ કર્યો. રસ્તામાં આવતાં ગામમાં જે કાંઇ પોતાના ગજા
લાયક કીમત વાળો ઝટ ખપે તેવો માલ મળે તે ખરીદવો અને
ખરીદેલો જે કાંઇ લાભ રહે તે લઇ વેચી દેવો. એ પ્રમાણે તેઓએ
ક્રમ ચાલુ રાખેલ હતો.

એક વખત એક ઘોર જંગલમા ચાલ્યા જતા હતો, તે સમય નાના
ભાઇ માણેકચંદને તરસ લાગી. તેથી પાણીની શોધ કરવા લાગ્યો;
એટલામાં ઇશ્વર ઇચ્છાએ પાણીનું સ્થાન મળી આવ્યું તેમાંથી પાણી
પી પોતાની તરશ શાંત કરી પાછો પોતાના ભાઇ પાસે આવતો
હતો, તે વખતે તેને એક થેલી હાથ લાગી તેને ઉઘાડીને જોઇ તો,
તે સોનાના દાગીના તથા જવાહીરથી ભરેલી દીઠી; તેમાં બે લાલ
માણેક પણ દીઠાં તે જોઇ હર્ષવંત થયો અને મજબુત રીતે થેલીને
પકડી હર્ષાતો હર્ષાતો મોટા ભાઈ પાસે આવ્યો, તથા તે થેલી મોટા
ભાઇને આપી એટલે તે પણ જોઇ અત્યંત ખુશી થઇ બોલ્યો કે
ભાઇ તું આ થેલી લઇને ઘર ભણી જા અને ઘર આગળ આ દા-
ગીના વેચી તે નાણાથી વ્યાપાર કરજે. હું પણ વ્યાપારનાં મથકો
જોતો થોડા વખતમાં પાછો ઘેર આવીશ.

આ પ્રમાણે મોટા ભાઇનું બોલવું સાંભળી માણેકચંદે કહ્યું કે

'હવે આપણ બન્ને જણ ઘેર જઇએ; કેમકે જે માટે આપણે ઘરથી પરદેશ નિકળ્યા હતા, તે કામ તો પ્રભુએ સિદ્ધ કર્યું માટે હવે 'જુદા પડવાની કશી જરૂર નથી.

ઝવેરચંદ બોલ્યો કે 'ના; હું તો પરદેશમાં ફરવા ચાહું છું: કેમકે દેશાટન કરવામાં ઘણા ફાયદા છે, તે તને હજુ ખબર નથી માટે તું ખુશીથી ઘેર જા.

જ્યારે મોટા ભાઇએ ઘેર આવવાની ના પાડી ત્યારે માણેકચંદે જે બે માણેક હતાં તેમાંથી એક માણેક મોટાભાઇને આપવા લાગ્યો; એટલે ઝવેરચંદ બોલ્યો કે—' નારે ભાઈ ! મારે પરદેશમાં એ વળી જોખમ કોણ જાળવે ? તું તારે એ માણેક અને દાગીના તથા ઝવેરાત સઘળુ ઘેર લઇ જા, જે માણેક મને આપવા ધારે છે તે તારી ભાભીને આપજે એટલે થયું. પછી માણેકચંદ ઘર ભણી પાછો વળ્યો અને કેટલાક દિવસે પોતાને ઘેર આવી પહોંચ્યો, તથા તે ઝવેરાત અને દાગીના વેચી તે નાણાં વડે જબરો વ્યાપાર ખેડવા માંડયો, પણ પોતાના ભાઇએ જે માણેક આપવા ભલામણ કરી હતી તે તો વિસારેજ નાખી, અને વિચાર્યું કે જ્યારે ભાઇ ઘેર આવશે ત્યારે ઓકવી દઇશ કે, તારી વહુને આપેલું છે એમ કરતાં પછી પડશે તેવા દઇશ.

બે ચાર વર્ષ થયાં એટલે ઝવેરચંદ પરદેશથી ઘેર આવ્યો અને બન્ને ભાઇઓ મળ્યા દુઃખ સુખની વાતો કરી પછી મોટા ભાઇએ પુછ્યું કે ભાઇ ! મેં જે માણેક તારી ભાભીને આપવાનું કહ્યું હતું તેનું શુ કર્યું ?—ને પ્રમાણે ભાઇનું બોલવું સાંભળી નાનો ભાઇ બોલ્યો કે 'ભાઇ ! મે તો તમારા કહ્યા પ્રમાણે મારી ભાભીને આપી દીધું હતું વિશ્વાસુ ઝવેરચંદ બોલ્યો કે—બહુ સારૂ કર્યું' પછી

ઝવેરચંદ પોતાની સ્ત્રી આગળ જઇ કહેવા લાગ્યો કે 'મારા ભાઇએ તને લાલ આપ્યું હતું તે કયાં છે ! ' પણ બીચારી તે તો જાણુતીજ ન્હોતી એટલે ગભરાઇ બોલીકે ' સોગંન પુર્વક કહું છું કે લાલ વિષે હું કશું પણ જાણુતી નથી. ' આવું સ્ત્રીનું બોલવું સાંભળી ન્હાના ભાઇ પાસે જઇ કહેવા લાગ્યો કે ભાઇ તારી ભાભીને લાલ વીશે પુછતાં સોગંદ પુર્વક જણાવે છે કે, લાલ વિષે હું કશું પણ જાણુતી નથી. ' માણેકચંદ બોલ્યા કે ભાઇ / ત્યારે શું હું જુઠું બોલું છું ? મારી ભાભીની બદ દાનત થઇ હશે તો શું ખબર; ઝવેરચંદ ફરી પોતાની સ્ત્રીને પુછયું: તોપણ તેણે ચોખી ના કહી, તેથી ઝવેરચંદને ગુસ્સો આવ્યો અને સ્ત્રીને પુષ્કળ માર માર્યો; પરંતુ તે સ્ત્રી નિર્દોષી હતી તેથી બોલી કે મને નાહક શું કરવા મારો છો હું માણેક વિશે જરા પણ જાણુતી નથી તેમ છતાં પણ મારી નાંખવી હોય તો ભલે મારો. '

આ પ્રમાણે ધર્મપત્નિનું બોલવું સાંભળી વિચારમાં પડયો કે જો આ જાણુતી હોય તો ચૌદમા રત્નથી હા પાડી જાત પણ ચૌદમું રત્ન પડયા છતાં પણ ના કહે છે તો, એ વિશે કાંઇક ભેદ હોવો જોઇએ એમ વિચારી ન્હાના ભાઇ પાસે આવી કહેવા લાગયો કે તારી ભાભીએ લાલ નજરે પણ દીઠું નથી એવી મને માત્રી મળે છે. ફકત ખોટી રીતે તેને તું બદનામી આપે છે. એવું મોટાભાઇનું બોલયું સાંભળી ગુસ્સો લાવી ન્હાનો ભાઇ બોલ્યો કે વાર્ એમ ? ! પોતાની બાયડી કહે તે સોળ વાલને એક રતી અને હું કહું તે ગળે પડવાનું ગુપ્પ. આ કળિયુગમાં ભાઇ કરતાં બાયડીનું વધારે પ્રમાણિકપણું ગણાય એમાં નવાઇ જેવું નથી. હશે ! જેમ તમને સારૂં લાગે તેમ કરો.

આ પ્રમાણે માણેકચંદનું બોલવું સાંભળી તેને પણ ખાત્રી થઇ કે નક્કી ભાઈનીજ બદદાનત છે પરંતુ બદદાનતનો બદલો તેને મળે અને ફરીથી તેવા કામમાં હિમ્મત ચલાવે નહી માટે દરબારમાં જઇ એનો વિસ્તાર ચલાવું એમ વિચારી દરબારમાં ગયો ત્યાં બીરબલ ઇન્સાફની રાહે લોકોની તકરાર ના ફેંસલા આપતો હતો તે વખતે ઝવેરચંદે જઇ ફરિયાદ નોંધાવી તદનંતર તે કેશનું રૂપ સમજવા ઝવેરચંદને બેસારી બીરબલે પુછ્યું કે ' તારી ફરિયાદની મૂળ હકીકત શું છે ? ઝવેરચંદે પ્રથમથી વાર્તા કહી સંભળાવી તેથી માણેકચંદને બોલાવી તેની જબાની લીધી તથા ઝવેરચંદની વહુની પણ જબાની લીધી અને તે માટે દિર્ઘ વિચાર કરી માણેકચંદને પુછ્યું કે, તે ઝવેરચંદની વહુને જે વખતે માણેક આપ્યું તે વખતે કોઇ શાક્ષી રાખેલ હતો ? માણેકચંદે પોતાના સોબતીઓના નામો શાક્ષીદાર તરીકે લખાવ્યાં તેથી તે નામવાળા સઘળા માણસોને બોલાવી મંગાવ્યાં અને પુછ્યું કે, આ ઝવેરચંદની વહુને આ માણેકચંદે માણેક આપ્યું તે તમે જોયું હતું ? સઘળા શાક્ષીદારો બોલ્યા કે, હા અમો સઘળાએ જોયું હતું. બીરબલે હુકમ કર્યો કે, દરેકને જુદીજુદી કોટડીમાં પુરી દો. હુકમ થતાંજ સીપાઇઓએ નીર નીરાળી કોટડીમાં તેઓને પુરી પાંચ પાંચ તોલા ઘઉંની કણક આપી કહ્યું કે, જે લાલ તમોએ જોયું હતું તેનો જેવો આકાર જોયો હોય તેવો આ કણકનો બનાવી આપો. પહેલાં બન્ને ભાઇઓને બહાર કહાડયા અને લાલના આકારની ગોળીઓ જોઇ પછી સાક્ષીદારોને કહાડી તેમની પણ ગોળીઓ જોઇએ તો તે બન્ને ભાઇઓ કરતાં શાક્ષીદારોની ગોળીઓ જુદાજ આકારની હતી છેવટે ઝવેરચંદની સ્ત્રીને બહાર કહાડી ગોળીઓ માંગી તો તેણે જેવી કણક આપી હતી તે-

ચીજ પાછી આપી જેથી બીરબલે પુછ્યું કે, કેમ લાલના આકારની ગોળીઓ બનાવી નહી ? ઝવેરચંદની સ્ત્રી બોલી કે, મેં 'મારા જન્માંતરમાં લાલ કેવું હોય છે તેજ જોયું નથી તો, વગર જોએલી ચીજનો શી રીતે આકાર બનાવી આપું ? આ પ્રમાણે તે સ્ત્રીનું બોલવું સાંભળી બીરબલે શાક્ષીદારોને એકાંતમાં લઇ જઇ ધમકી આપી કે જો સાચે સાચું બોલશો તો ઠીક નહી તો સખ્તમજુરી સાથે તુરંગખાનાની શીક્ષા કરવામાં આવશે. આ પ્રમાણે ધમકી આપી પણ તેઓએ ખરી વાત કહી નહી, તેથી સીપાઇઓને હુકમ આપ્યો કે, આ હરામખોરોને મારો પચાશ પચાશ જેરબંધનો માર હુકમ થતાંજ સીપાઇઓએ મોટા વાંદરા પીછા જેરબંધ લઇને આવ્યા, તે જોઇને શાક્ષીદારો વિચારવા લાગ્યા કે હવે બુરા હાલ થશે, આ ઓસડ કરવા માટે ખરૂં માની દેવું તેમાંજ સાર છે, એમ વિચારી અરજ કરી કે, મહેરબાન સાહેબ, અમને મારશો નહી, જે સાચી હકીકત છે તે કહીએ છીએ, કે અમોએ તે લાલ આપતાં જોયું નથી માત્ર એના નાતાની ખાતર માણેક આપતી વખત જોયું હતું એમ કહેવું પડયું છે માટે હવે મરજીમાં આવે તેમ કરવા સરકાર ધણી છો, આ પ્રમાણે શાક્ષીદારોનું બોલવું સાંભળી કહ્યું કે, માર ચૌદમું રત્ન છે નહી તો નિર્દોષ સ્ત્રીને માટે ખોટી ચોરી ઠરાવીજ દીધી હતી. કેમ માણેકચંદ, આ તારા શાક્ષીદારો શું કહે છે ? માણેકચંદ બોલ્યા કે, સાહેબ, મારની બીકથી એ જુઠું બોલે છે. બીરબલે કહ્યું કે, લાલનો આકાર તેમણે જોયો હતો તો, કેમ એક સરખો સઘળા બનાવી લાવ્યા નથી ? માટે સાબીત થાય છે કે એ શાક્ષીદારોએ લાલ દીઠુંજ નથી માત્ર તુંજ તરકટી છે. પછી સીપાઇઓને હુકમ આપ્યો કે ચૌદમું રત્ન શરૂ કરો. હુકમ થતાં વેંતજ

વાદર પીછી ચાબુકનો માર શરૂ કર્યો એટલે તુરત કબુલ થયો કે, લાલ મારી પાસે છે, એમ કહી તેણે લાલ લાવી હાજર કર્યો, એ પૈકી એક ઝવેરચંદને સ્વાધીન કર્યું અને બીજું સરકારી ત્રીજોરીમાં દાખલ કર્યું તથા માણેકચંદ તેમજ શાક્ષીદારોને યોગ્ય શીક્ષા આપી.

# ભાગ નવમો.

## વારતા ૯૧ મી.

### ઉલટો ચોર કોટવાળને દંડે.

જો સાચું સગપણ અંતરનું, તો તસ પેખી પીડા;
દીલ દાઝે જગ લાજે, પણ પરને શું પીડા.

પી. એ, દ્વિવેદી.

એક સમય કોઇ બે સ્ત્રીએ શાહ હજુર આવી તે પૈકી એક જણીએ ફરીયાદી કરી કે મારો દીકરો આ છીનાળ ધુતારીએ ફોસલાવી ફટાવી પોતાના કબજે કરી લીધો છે માટે મારે હવાલે કરાવવો જોઇએ. શાહે બીજી સ્ત્રીએ જણાવ્યું કે નેક નામદાર, મારી એ ફરીયાદ છે કે, આ સ્ત્રીએ જે આપ હજુર ફરીયાદ કરી છે, તે તદન પાયા વગરની છે, ઉલટો ચોર કોટવાળને દંડે, તેવું તેણે કરવા માંડયું છે; કેમકે એ દીકરો મારોજ છે; છતા કેવળ બદદાનતથી, મારો છોકરો છે, એવો દાવો ધરાવે છે; પરંતુ છેવટે ન્યાયી નામદાર આગળ, દુધના દુધમાં અને પાણીના પાણીમાં વિભાગ પડશે, આ પ્રમાણે પરસ્પર વિરોધી ફરીયાદ સાંભળી શાહ ભારે મુંઝવણમાં પડયો તેથી બીરબલે અરજ કરી, મુંઝવણમાં પડવાનું કશું કારણ નથી, માત્ર કરવતવડે એ છોકરાના બે ભાગ કરી બન્નેને આપી દેવા એટલે તકરાર પતી એમ કહી વધ કરવાને બોલાવવા

સીપાઇને હુકમ આપ્યો; એટલે છોકરાની જે સાચી મા હતી તે ગભરાઇને બોલી કે, ગરીબપરવર, મારે એ છોકરાની જરૂર નથી એનો હું મારો દાવો પાછો ખેંચી લઉં છું; કેમકે છોકરાને કાપી તકરાર પતાવવી તેથી તો એ બહેતર છે કે ભલે એજ છોકરાનેલઈ જાય જો જીવતો હશે તો હું તેને દુરથી નિહાળી આનંદ પામીશ; પરંતુ નાહક તેનું નિકંદન કરાવવું એ હું દરસ્ત ધારતી નથી ભલે એ છોકરાને આ બાઇ લઇ જાય. પ્રભાકર પંડિતના સરખું આતો ભ્રષ્ટ અને તતો ભ્રષ્ટ થવાથી પરિણામે પશ્ચાતાપનો પાર રહે નહી શાહે પુછ્યું કે, તે પ્રભાકર શી રીતે બન્ને તરફથી ભ્રષ્ટ થયા? અને પરિણામે કેવા પ્રકારે પશ્ચાતાપ કરવો પડયો.

સ્ત્રી બોલી કે, પ્રભાકર નામનો એક પંડીત પરદેશથી વિદ્યાભ્યાસ કરી પોતાના ઘરભણી પાછો ફર્યો, તે વખતે એક ગામમાં રાત્રિએ વિશ્રામ લેવા માટે લોકને પુછ્યું કે, આ ગામમાં કોઇ બ્રાહ્મણનું ઘર છે? લોકોએ કહ્યું હાં, એક બ્રાહ્મણનું ઘર છે. શું તમારે રાતવાસો કરવો છે? જુઓ પેલું સામું દેખાય તેજ ઘર. પછી પ્રભાશંકરે ત્યાં જઇ ઉતારો લીધો અને તે ઘરવાળા બ્રાહ્મણની સ્ત્રીએ સ્નાન સત્કાર કર્યો. તથા ખાનપાનની પણ સવળા સાચવી શયન માટે ગોઠવણ કરી આપી પ્રભાકર પણ તે લોકની બરદાસથી ખુશી થયો અને નિદ્રાને સ્વાધીન થઈ આરામમાં રાત્રી વ્યતીત કરી પ્રાતઃકાળે ન્હાઇ ધોઇ સંધ્યા પુજા કરી ભોજન આરોગી આરામમાં બેઠો; તે વખતે પ્રભાકરને તે બ્રાહ્મણી પુછવા લાગી કે, મહારાજ, આ મારા બે છોકરા છે તેને જનોઇઓ દેવી કે સુનત કરાવવી? આ વાકય સાંભળી પ્રભાકર તો બિચારો વિચારમાં પડયો કે બ્રાહ્મણના છોકરાને સુનત કરવી કેવી? એમ

વિચારી પ્રભાકર બોલ્યો કે, બાઇ બ્રાહ્મણના દીકરાને તો જનોઇનોજ અધિકાર છે, પણ સુનત કહો છો તેનું કારણ શું ? બાઈ બોલી કે, વીરા, હું પહેલી બ્રાહ્મણી હતી પણ આ છોકરાનો બાપ સૈયદ તેની સાથે મારે નેક બંધાવાથી તેમના ઘરમાં આવીને બેઠી ત્યાં પછી આ બે છોકરા થયા, આ ગામમાં કોઇ બ્રાહ્મણનું ઘર નહોતું તેથી ગામના લોકોએ મળીને વિચાર્યું કે, કોઈ પંડીત, પુરાણી કે વટેમાર્ગુ બ્રાહ્મણ આવે છે ત્યારે તેને ઉતરવા ખાવાપીવાની અડચણ પડે છે માટે એક બ્રાહ્મણનું ઘર હોય તો વધારે સારૂં માટે આપણા સૈયદના ઘરમાં બ્રાહ્મણી છે, તેથી તે સૈયદને બ્રાહ્મણ બનાવ્યો એટલે થયું એમ વિચારી અમોને બ્રાહ્મણ બનાવ્યાં તેથી હવે આ છોકરાઓને જનોઇઓ આપવી કે સુનત આપવી તે વિષે મને વારંવાર વિચાર થવા લાગ્યો, પણ કોઇ સમજુ બ્રાહ્મણ મળે તો પુછું એવા ઇરાદામાં હતી; તેટલામાં તમે આવ્યા તેથી બહુ રાજી થઇ અને મારા મનનો ખુલાસો પણ કર્યો માટે હવે આપ જે સલાહ આપો તે કરીએ. પ્રભાકરે આ ઇતિહાસ સાંભળ્યો. બિચારો ચિત્રામણના પુતળાની પેઠે સ્તબ્ધ થઇ ગયો અને મહા પશ્ચાતાપ કરતો વિચારવા લાગ્યો કે, અરે પ્રભુ, મારૂં બ્રહ્મત્વ પણ સમુળગું નાશ થયું. સર્વથી છેલ્લા પામવાવાળા યવનનું અન્ન પાણી આરોગ્યું જેથી વિદ્યા, કર્મ, ધર્મ અને દેહ ભ્રષ્ટ થયાં, પણ હવે ઉપાય શો ? બ્રાહ્મણી બોલી કે, મહારાજ, કેમ મારી વાત સાંભળી નિસ્તેજ બની ગયા ? મારા પુછેલા પ્રશ્ન માટે શું આપનો અભિપ્રાય આપું ? તારે તો જનોઇ કે સુનત જે થવાનું હશે તે થશે; પણ મારી ધેર કે ચિંતા ? તેજ મોટી મુંઝવણમાં પડયો છું. હું ન બ્રાહ્મણ રહ્યો કે ન મુસલમાન. ધોબીનો કુતરો ઘરનો કે

**ઘારનો એકેમાં ન રહ્યા.** આ પ્રમાણે અપાર પશ્ચાતાપ કરતો પોતાના દેહની શુદ્ધિ કરવા ગંગાજીના શરણુમાં ગયો અને શુદ્ધ થઇ તપશ્ચર્યામાં પોતાનું જીવન ગાળ્યું. કહેવાનો ભાવાર્થ એ છે કે, એ સૈયદના છોકરાં તો મુસલમાનપણામાં મોજથી રહ્યાં; પરંતુ બિચારો પ્રભાકર વિના કારણે મફતે જગતથી વિરાત થયો તેજ પ્રમાણે અમો બન્ને જણીઓ પોતપોતાના તાનમાં રહી એ પણ બિચારા છોકરાનો નાહક જીવ જાય માટે એમાં કશો પણ હું ફાયદો સમજતી નથી, તેથી ખુશીની સાથે મારા છોકરાને એ સ્ત્રી લઈ જાય.

આ પ્રમાણે વિચારયુક્ત કરૂણાનાં વાત્સલ્ય પ્રેમ ભક્તિનાં વચનો સાંભળી બીરબલ બોલ્યો કે—બાદશાહે આલીજહાં આ બાપનોજ તે છોકરો છે એમાં જરા શંકા નથી; કારણ કે, જે અંતરનું સગુ હોય છે તેનાજ અંતરમાં પ્રેમનો અંશ ઉત્પન્ન થાય છે. અને એજ હેતુ માટે છોકરાનું મ્રત્યુ થવા વિષેનો પ્રકાર તેને ગમ્યો નહી તથા પોતાનો દાવો રદ કરવામાં તૈયાર થઇ માટે **માના પેટમાંજ આંતરડાની સગાઈ હોય છે** એ કહેવત સિદ્ધ થાય છે અને આ બીજી સ્ત્રી છે તે કેવળ ગળેપડુ છે. તેમ તેના એ છોકરો નથી, જેથી તેને એ છોકરો નથી, જેથી તેને કાપી બે ભાગ કરી વહેંચી લેવા હુકમ થયો છતાં તે કસુ બોલી નહીં માટે એ તરકટીખોર છે, તેની તેને યોગ્ય નશીયત આપવી ઘટે છે; આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહે તે છોકરો સમજુ બાઇના સ્વાધીન કર્યો અને ગળેપડુ રંડાને વિના ભાડાની કોટડીમાં મોકલાવી દીધી.

## વારતા ૯૨ મી.

### ભુખને લીધે જરા પણ શકતી નથી,

**ભલપણુ કરતાં ભ્રાંત; મળે ભુંડાઈ મહિવિષે;                ભાષણુ**

એક સમય અકબર બાદશાહે બીરબલને પુછ્યું કે—બીરબલ એવું કયું કામ હશે કે—નેકી—ભલાઇ કરતાં બુરી—ભુંડાઈ પ્રાપ્ત થાય? બીરબલ બોલ્યો કે હજુર આવી આ વાક્યની પ્રતિત આપવામાં તો, આપણા મુલ્લાં દોપ્પા જે ખુબ સમજે છે આવું બીરબલનું બોલવું સાંભળી બાદશાહ જમજહાંએ તેજ વખતે મુલ્લાં દોપ્યાજેને બોલાવી લાવવા માટે સિપાઇ મોકલ્યો, જેથી તે સિપાઇ મુલ્લાં દોપ્યા જેને ઘેર જઇ બોલાવી લાવ્યો; એટલે મુલ્લાં દોપ્યાજેને બાદશાહે પુછ્યું કે મુલ્લાંજી ! તે કામ કયું હશે કે નેકી કરે અને બદી હાંસીલ થાય મુલ્લાંએ જણાવ્યું કે તે કામ હું સારી રીતે જાણુંછું પણ શરમને લીને કાંઇ કહી શક્તો નથી કેમકે જે વખતે આપનો સિપાઇ આવ્યો તે વખતે હું ખાવાની તઇયારીમાં હતો; પરંતુ હુકમને તાબે થઇ આપ હજુર આવ્યો પણ મારામાં ભુખને લીધે જરી પણ શક્તિ નથી કે આપના પ્રશ્નનું વિવેચન કરી શકું બાદશાહે કહ્યું—જ્યારે જરા શક્તિ નથી તો અહીંઆ સુધી શી રીતે અવાયું મુલ્લાં દોપ્યાજે બોલ્યા કે હજુર હું તો મનુષ્યછું પણ ભુખ્યું થયે બે ચાર કદમ ચાલીતો શકે છે પણ બોલી શકતું નથી બાદશાહે રસોઇઆને હુકમ કર્યો કે મુલ્લાં માટે ઘણુંજ સરસ ભોજન પીરસી અહીંઆ લઇ આવ બબરચી રસોઇઓ હુકમ પ્રમાણે ભોજન થાળમાં પીરસી કચેરીમાં લઇ આવ્યો અને મુલ્લાં આગળ મૂકયો એટલે મુલ્લાં દોપ્યાજે તે થાળને ઉઠાવી બહાર ચાલવા લાગ્યો જેથી બાદશાહે કહ્યું કે અહીંઆ બેસીનેજ જમો. આવો હુકમ થતાં ત્યાંજ બેશી મુલ્લાં જમી મસ્ત બન્યો પછી બાદશાહે પુછ્યું કે કહો હવે તે કામ કયું કે નેકી કરે અને બદી હાંસીલ થાય મુલ્લાંએ કહ્યું કે હજુર બતાવી તો દીધું બાદશાહે ફરમાવ્યું કે હું તો તેમાં કાંઇ સમજ્યો નથી કે તમે

શું બતાવ્યું મુલ્લાંએ કહ્યું કે શાહે આલી આ વખતે આપ મને જે ખાણું ખવરાવ્યું તે ઘણુંજ સરસ હતું કે મેં આજ સુધી એવું ખાણું ખાધું નથી પણ હજુરવાલાએ આ જગ્યોએ ખાણું ખવરાવા માટે જે હુકમ આપ્યો આબંદાએ પણ શરમાતે ખાવું શરૂ કર્યું તેથી પુરેપુરૂં જમાયું નહી પણ ઉલટું મારૂં લોહી બળી ગયુ, જેથી મને મહા હાની થઇ આ પ્રમાણે મુલ્લાંનુ બોલવું સાંભળી શાહ ઘણો ખુશી થયો અને સારૂ ઇનામ આપ્યું.

## વારતા ૯૩ મી.

### કાગડો હંસની ચાલ ચાલવા જતાં પોતાની ચાલ ભુલી ગયો.

દેખાદેખી કામ, કરીએ નહી કદી મદદ કરી;
નહી તો આખર નામ, દામ ધામ ખુવે નારણુ.

નારાયણજી.

દીલ્લીપતી અકબરેશાહ બાદશાહના વખતમાં દરેક જાતના હુન્નરો તથા સુધારા કે પ્રજાના કલ્યાણમાં કામો સારી પેઠે જોસબંધ ચલતાં હતાં અને હુન્નરી વિદ્યાવંત કે ગુણીજનોને સારો સત્કાર તથા શીરપાવ જાગીર વગેરે પોત પોતાના સીકંદર પ્રમાણે મળતો હતો તેથીજ તે વખતમાં પ્રત્યેક બાબતમાં પ્રવીણ પુરૂષો કળાવાન લોકો અને સમજદાર સજનોને મધ્યાનહનો સુર્ય હતો એક વખત અકબરશાહ બહાર હવા ખાવા માટે જતા હતા, તે વખતે મુસ્તરીઓના હુન્નરોના કારખાંનામાંથી કામ કરનારા લવાર સુથાર વગેરે છુટયા અને પોતપોતાના ઘેર જતા હતા તેમના તરફ શાહે નિગાહ કરી જોવા માડયું તો જ્યારે લવાર લોકોનું ટોળુ નીકળ્યું ત્યારે તમામ લવાર લોકોનાં સરીર—હાથ પગ મ્હોં સ્વચ્છ તથા કપડાં પણ દાગ વગરનાં જોયાં તે પૈકી એક લવારના કપડા ઉપર દાગ અને હાથ

મોઢા ઉપર પણ કોયલાની કાળાશ લાગેલી દીઠી તેથી તે લવારને શાહે પુછયું કે- આ કારખાનાના તમામ લવાર લોકોના કપડાં તથા શરીર ઉપર કાળાશના દાગ લાગેલા નથી અને તારાં કપડાં તથા શરીર ઉપર કાળાસ લાગે છે તેનું કારણ? લવારે હાથ જોડી આજ તરીકે બાદશાહ આલમપેના! કાગડો હંસની ચાલ ચાલવા જતાં તો પોતાની ચાલ પણ ભુલી ગયો, તે કહેવત પ્રમાણે એ સઘળા લવારોની રીત પ્રમાણે જો હું ચાલવા જઉં તો મારૂં ગુજરાન ચાલતું હોય તે પણ અટકી પડે એ તમામ લવારો લોખંડના ઓજાર વડે કોયલા ભઠ્ઠીમાં નાંખે છે, તથા હાથ લુછવા રૂમાલ વગેરે રાખે છે, જેથી દાઘડુગ પડતા નથી પણ આ આપનો ગુલામ તો, હાથેથીજ કોયલા નાંખે છે એટલે હાથે મ્હોડે અને કપડે કાળાશ લાગે છે. આપે કહયું કે તું પણ તે પ્રમાણે કેમ કરતો નથી? છતાં ઓજાર હાથે શા માટે કોયલા નાંખવા? લવાર બોલ્યો કે હજુર આવી આપ નામદારના કારખાનામાં તો, જે જે બાબતનાં ઓજાર જોઇએ તે તૈયાર મળે છે પણ મારા ઉપરી સ્હેજ વાંકને લીધે કે કોઇ કારણના બ્હાને મને રજા આપે અને બીજા કોઇના કારખાનામાં રહેવું પડે ત્યારે ત્યાં સર્વ જાતના ઓજાર કયાંથી હોય અને હાથેથી કામ ન કરેલું હોય તો ઓજાર વીના કામ કરતાં કંટાળો આવે તેથી છેવટ કંટાળી કામ મુકી ઘેર બેસવાનો વખત આવે માટે સદાવ એજ પ્રમાણે ટેવ રાખવી કે, ઓજાર હોય કે ન હોય, પણ હાથેથીજ કામ લેવું અને વખત વિચારી ચાલવું તો કોઇ વખત આજીવીકાની અડચણ આવે નહીં, નહી તો સોદાગરના ગુમાસ્તાની પેઠે થાય. શાહે પુછયું કે તે સોદાગરના ગુમાસ્તાની સી રીતે વારતા છે? લવાર બોલ્યો કે હજુર! કોઇ

મુલકના એક સોદાગરને ત્યાં બે ગુમાસ્તા હતા તે કાંઇક સારા લાભકારી માલ લઇ કોઇ બીજા દેશમાં ગયા ત્યાં પોતાની પાસેનો માલ સારો લાભ મેળવી ત્યાંથી મળતા માલને ખરીદી વીશેષ લાભ મેળવવા લાગ્યા તે દેશમાં એવો રીવાજ હતો કે એક રૂપીયાની મીઠાઇ એક મણુ મળતી હતી અને ઘહું તો અડધા રૂપિયાના પાંચ શેર મળતા હતા. એક દિવસ સાંઝના સમય બજારમાં બન્ને ગુમાસ્તા ગયા અને વિચાર કરી એકજણે કહ્યું કે મીઠાઇ ખરીદવી એજ ઠીક છે અને બીજે કહ્યું કે અડદ ઘહું ખરીદવા એજ લાભકારી છે. આ પ્રકારે બન્ને જણના મત જુદા પડવાથી બન્ને જણે પોત પોતાની મરજી મુજબ માલ ખરીદી વેચવા શરૂ કર્યો માસની આખર તારીખે હિસાબ કરતા મીઠાઇ ખરીદનારે ઘણો લાભ મેળવ્યો અને ઘહું અડદ ખરીદનારે એક રૂપીઓ પણ પેદા કર્યો નહી. જ્યારે તેઓ પાછા પોતાના દેશમાં આવ્યા ત્યારે પોતાના શેઠ સોદાગરની પાસે આવી પોતપોતાના જુમ્માનો હિસાબ આપ્યો, તે વખતે સોદાગરે પુછ્યું કે, સરખા રૂપિયાના વેપારમાં તફાવત બહુ છે તેનું શું કારણ છે? ગુમાસ્તાએ સઘળી હકીકત કહી સંભળાવી તેથી સોદાગરે ફરીને પુછ્યું કે મીઠાઇના વેપારમાં એક હજારનો એક માસમાં લાભ મળ્યો અને અડદ ઘહુંમાં એક માસમાં એક રૂપીઓ પણ પેદા ન થયો એ ખરેખર નવાઇ જેવું છે. માટે તેનું કારણ જાણવા ચાહું છું. જેણે મીઠાઇ ખરીદી હતી તે ગુમાસ્તે કહ્યું કે તે શહેરના માણસો દરરોજ મીઠાઇજ ખાતા હતા અને અનાજ ખાવાનો મારો થોડો હતો, તેથી તે ચીજની ખપત વધારે તે ચીજનો વેપાર કરવો એજ યોગ્ય છે, એમ જાણી મીઠાઇજ ખરીદી, તથા તે વેચીને સારો લાભ મેળવ્યો. બીજા ગુમાસ્તાને સોદાગરે પુછ્યું કે, તેં કેમ મીઠાઇ ન ખરીદી અને

બહુ અડદ ખરીદ્યા ? ગુમારતે અરજ કરી કે, સાહેબ મેં જાણ્યું કે જો હું મીઠાઇ ખરીદીશ તો મીઠાઇ ખાવા જેવી ચીજ તે તે ખવાઈ જશે તેથી મને ખરાબ આડત પડશે અને શેઠને મોટું નુકસાન થશે એમ ધારી મીઠાઇ ન ખરીદતાં બહુ અડદ ખરીદ્યા પરંતુ તેને ખ-રીદનારજ કોઇ મળ્યું નહી જેમ તેમ કરી પૈસા બંધ બેસાડ્યા સો-દાગરે સઘળી હકીકત જાણી મીઠાઇ ખરીદનાર ગુમાસ્તાને શાબાસી આપી સારૂં ઇનામ બક્ષ્યું અને બીજા ગુમાસ્તે કહ્યું કે, આજથી તારો પગાર ઉતરતો છે. આ પ્રમાણે કહી લવાર બોલ્યો કે, હજુર આવી તે સોદાગરના બન્ને ગુમાસ્તા પૈકી જે સમય વિચારી કામમાં હુશીયાર રહ્યો તેજ આખર સુધી પામ્યા, અને સમયનો વિચાર કર્યા વિના બીજા ગુમારતાએ ઘણી મહેનત સાથે કર્યું છતાં ઘેર બેસવાનો વખત આવ્યો માટે ગરીબ પરવર, પ્રથમથીજ વિચાર કરી ચાલવું એજ ઉત્તમ છે નહી તો પ્રથમથીજ હું આપને કહેવત કહી ચુકયો છું કે, કાગડો હંસની ચાલ ચાલવા ગયો તો પોતાની ચાલ ભુલી ગયો. લવાર બોલ્યો કે જી હજુર, એક જગ્યાએ એક કાગડો બેઠો હતો તે વખતે એક હંસ ઉડતો ઉડતો જતો હતો તેને જોઇ કાગડે વિચાર્યું કે હું પણ એના સમાન ઉતિવડે ઉડું. એમ વિચારી કા-ગડે પણ પોતાની પાંખો હંસની પેઠે ફેલાવી ફેલાવી હંસના પાછળ પાછળ ઉડવું શરૂ કર્યું સહુકોના જાણવામાં છે કે, હંસ અકદમ એક વખતમાં ઉડી સેંકડો ગાઉસુધી વિસામો ખાધા વગર જઇ શકે છે, જેથી હંસ તો બેધડકપણે આકાશ પંથને ઓલંઘતો ચાલ્યો જતો હતો, પણ કાગડો તો થોડાક સુધી તેના સાથે ઝપાટાબંધ રહ્યો; પરંતુ આગળ તેવી ઝડપથી ઉડવા જેવી તાકાત રહી નહી; તદપી મમતનો માર્યો ઉડવા લાગ્યો પણ આખરે થાકીને બેહાલપણે

જમીન ઉપર પડ્યો અને હાંસ પણ રહી નહી, કેટલીક વખતે ભાન ઠેકાણે આવ્યું અને ઉડવા કર્યું પણ હંસની ચાલ શીખતાં પોતાની ચાલ ભુલી ગયો. ઉડાયું નહી તેથી એક જગ્યાએ ચુપચાપપણે પડ્યો પડ્યો પશ્ચાતાપ કરવા લાગ્યો એટલામાં વગડામાં એક બીલ્લાડી આવી તેણીએ તે કાગડાને પકડી લઈ મારી પોતાના પંડને પોખ્યો, બાદશાહ ફલક પનાહ, જો એ કાગડો હંસની ચાલની બરાબરી કરત નહીં તો વગર મોતે મરણનો વખત આવત નહીં. માટે મનુષ્ય માત્રને અવસ્ય જાણવું જોઇએ કે પોતાની આદત–ટેવ ખરાબ કરવી નહી અને હદથી વધારે કોઇ પણ કામમાં કોઇની બરાબરી કરવી નહી તોજ સુખ પામે એમ વિચારી હું ખોટાઇનો ફીકર ન રાખતાં હાથે કામ સારૂં છું.

આવું લવારનું બોલવું સાંભળી શાહ ઘણોજ ખુશી થયો અને તેની સમજ માટે તારીફ કરી મીસ્ત્રીની જગ્યા ઇનાયત કરી.

# ભાગ દસમો,

## વારતા ૯૪ મી.

### ગળેપડુ ગુલામડી.

જુઠ ટકે જરીવાર, પાર ન પહોંચે પ્રવીણ નર.

વિદ્યાગૌરી.

એક સમય કોઇ એક ગળેપડુ ગુલામડી એક ગૃહસ્થને ગળે પડી કે મારા ઉપર બળાતકારપણું વાપરી મારી લાજ લુંટી માટે દરબારમાં ફરીયાદ કરી તને પુરેપુરી શીક્ષા અપાવું એમ કહી બાદશાહ હજુર જઇ ઉપરની મતલબ પ્રમાણે ફરીયાદ કરી તેથી તે ગૃહસ્થને બોલાવી તપાસ ચલાવી, પરંતુ ગૃહસ્થની વર્તણુંક ઉચ્ચ પ્ર-

કારની જણાઈ જેથી ફરીયાદીને કહ્યું કે, તારી ફરીયાદ બરોબર છે, આજ મને તારી ચતુરાઇ જોવાની ઉત્કંઠા છે તે કારણ માટે એક ગમ્મત કરવા ચાહુંછું કે આ સોયમાં તું દોરો પરોવી આ માળાની અંદર એક બુટો ભરી આપ પછી તારી ફરીયાદનો નિકાલ લાવું છું એમ કહી શાહે સોય ચપટીમાં પકડી દોરો સ્રીના હાથમાં આપી પરોવવા ફરમાવ્યું, પણ તે સોયને ચપટીમાં ફેરવવા લાગ્યો તેથી સ્રી બોલી કે જહાંપનાહ ! સોય ફેરવવી બંધ રાખો તો મારાથી દોરો પરોવાય નહી તો પરોવા શક્તિમાન નથી આવું તે સ્રીનું બોલવું સાંભળી શાહે કહ્યું કે વાહ ? જરા સોયને ફેરવું છું તેમાં દોરો પરોવતા આશક્ત છે. ત્યારે તેના ઉપર જ્યારે આ ગૃહસ્થે બળાત્કાર વાપર્યો હશે તે વખતે તે ઘડ પછાડા કર્યામાં ખામી નહી રાખી હોય; છતાં એ પોતાની વાસના શી રીતે પુરણ કરી શકયો ? માટે સોય દોરાના દાખલાથીજ સાબેતી થાય છે કે શાંત પણે રહી હઇશ ત્યારેજ આ ગૃહસ્થની ધારણા પાર પડી હશે તો તેણે બળાત્કાર વાપર્યો એમ કહેવાયજ નહીં; ખરેજ આ આબરૂ-દારની આબરૂ ઉપર હુમલો કરવા તથા કોઇ પણ પ્રકારની બદ-દાનતને લીધે કે ધમકી આપી પરાણે પૈસા ઓકાવવાને લીધે આ પેચ અમલમાં આણેલ છે જેથી તું સખત શિક્ષાને પાત્ર છે; તદપિ રહેમ નજરને લીધે ૧૮ માસના કેદખાનાની સજા ફરમાવું છું.

આવો શાહનો હુકમ સાંભળી દુષ્ટ રંડા બહુજ રડવા લાગી પરંતુ વગર ભાડાની કોટડીમાં સરકારી માણસોના માન સાથે તેને મોકલાવી દીધી.

---

# વારતા ૯૫ મી.

## તરનારો પાણીમાંજ ડુબી મરે.

સહુ સહુના દુઃખને રડે પર દુખે રડે ન કોય. **ગીરધર.**

એક વખત અકબરશાહ રાત્રિએ નગર ચર્ચા જોવા નીકળ્યો હતો તે વખતે જમુના કિનારા ઉપર ત્રણ સ્ત્રીઓને રડતાં દીઠી તેથી ત્યાં જઈ તેઓને શાહે પુછ્યુ કે તમે શા માટે રડો છો ? તે કહેવામાં કશી અડચણ ના હોય તો મને કહો આ પ્રમાણે જ્યારે આવાચક વીરનું બોલવું સાંભળ્યું ત્યારે સ્ત્રીઓએ આંખ ઉઘાડી જોયું તો કોઇ સાહસીક દેવાંસી નરને નિહાળ્યો જટ હાથ જોડી ચરણમાં નમી પહેલી બોલી કે મારા ધણી આ જમુના નદીના પેલે પાર ખેતીનુ કામ કરે છે તેથી દરરોજ તરીને પેલેપાર જાય છે અને આવે છે પણ કોકને કોક દિવસે **તરનારો પાણીમાંજ ડુબી મરે** તેથી હું રહુ છું બીજી સ્ત્રીને રડવાનુ કારણ પુછ્યું ત્યારે તે બોલી કે મારો ધણી રોજ ચોરી કરવા જાય છે જેથી કોકને કોક દિવસ પકડાશે તો બુરા હાલ થશે; કેમકે **પોતાની જાળમાંજ પોતે ફસાઇ પડે છે.** જેથી હું રડું છું ત્રીજીને રડવાનું કારણ પુછ્યું ત્યારે તે બોલી કે મારો ધણી ન્હાની ઉમરનો છે, જેથી મારૂં યૌવન એળે જાય છે, તેથી રડું છું આ પ્રમાણે ત્રણેનું કારણ સાંભળી પોતાના કાર્યમાં પ્રવર્ત્યા અને વિચાર્યું કે કયારે કવિ ગંગ આવે અને ઉક્ત પ્રકારની બાબત વિષે પ્રશ્ન કરૂં. જ્યારે ગંગકવિ આવ્યો ત્યારે શાહે કહ્યું કે ત્રણ સ્ત્રીઓ રાત્રિએ શા માટે રોતી હતી ? આ પ્રમાણેનો પ્રશ્ન સાંભળી વરદાઇ કવિગંગ બોલ્યો કે—

**નદી પાર ખેતી કરે, અરૂ પરઘર ચોરી જાય;**
**બાલે કંથકી કામનીઃ (યહ) તીનુ ઝુરી બાહાય.**

## વારતા ૯૧ મી.

ઉત્તમ શોધક આગળે, રહે શું શુભ પદાર્થ ? મીરાંબાઇ

એક સમય કોઇ એક સ્ત્રીએ શાહ આગળ આવી ફરીયાદ કરી કે મોટા કુવાવાળા મ્હોલ્લાના રહેનાર સૈયદ કુમુખુદીન અમીરઅલીએ જબરદસ્ત બલાત્કારથી મારી આબરૂ લીધી માટે અદલ ઇન્સાફી શહેનશાહના નેક રાજ્યમાં એવા જુલ્મગારોને નશિયત મળવી ઘટે છે. આ પ્રમાણે તે સ્ત્રીની ફરિયાદ સાંભળી શાહે ચપરાસી મોકલી તરત તે સૈયદને બોલાવી પુછ્યું કે—આ સ્ત્રી ઉપર તમોએ બલાતકાર ગુજાર્યો છે, એવી અરજ મારા રૂબરૂ રોશન થઇ છે, તે વિષે તમારૂં શું કહેવું છે ? સૈયદે હાથ જોડી જણાવ્યું કે બાદશાહે આલી હું તો એ વાતમાં કશું પણ જાણતો નથી. તેમ આ સ્ત્રી કોણ છે ? અથવા તેણીએ શા કારણને લીધે આવું નાહક ખોટું તહોમત મૂક્યું ? તે વિષે પણ કાંઇ કહી શકતો નથી. પછી તો હજુરની ધ્યાનમાં આવે તે ખરૂં આ પ્રમાણે સૈયદનું બોલવું સાંભળી શાહે તેના ચ્હેરા, વાક્ય અને ચેષ્ટા ઉપરથી વિચાર્યું કે—સૈયદે આ સ્ત્રી ઉપર બલાત્કાર ગુજાર્યો હોય એ વાર્ત્તા તદન અસંભવિત જણાય છે, તદપિ ઇન્સાફ માં બારીકીથી વાપરવાની જરૂર છે એમ વિચારી સૈયદને કહ્યું કે—તમારૂં કહેવું સમજ્યો; પરંતુ મારા ધારવા પ્રમાણે તમે દોષિત છો માટે ૧૫ રૂપીઆ એ સ્ત્રીને આપી આ ફરિયાદને બંધ પાડો એમાંજ ફાયદો છે. નહી તો ફોકટ ફજેત થશો.

આ પ્રમાણે શાહનો હુકમ સાંભળી સૈયદે તે સ્ત્રીને ૧૫ રૂપીઆ આપ્યા એટલે તે સ્ત્રીને રજા આપી. ત્યારબાદ સૈયદને ફરમાન કર્યું કે જાઓ તમે એ રૂપીઆ તે સ્ત્રી પાસેથી પાછા લઇ આવો. આવો હુકમ થતાં સૈયદ તે સ્ત્રીની પાછળ ગયો અને સ્ત્રીના પાસેથી રૂપિઆ

પાછા લેવા ઘણી તકરાર કરી તથા બળાત્કારપણાથી છુટાવી લેવા પણ યત્ન ચલાવ્યો; તદપિ કશું વળ્યું નહીં અને તે સ્ત્રી ઉલટી બાદશાહના હજુર આવી ફરી અરજ ગુજારી કે—ગરીબ પરવર ! આપે આ બદમાસ કનેથી રૂપીઆ મને અપાવ્યા છે, તે પાછા છીનવી લેવા માટે કેટલો બધો જુલમ ગુજાર્યો શાહે પુછ્યું કે તેં રૂપીયા આપ્યા કે નહીં ? સ્ત્રીએ જણાવ્યું કે શિરતાજ ! એની શું મગદુર છે કે, મારી પાસેથી પાછા લઇ શકે ! આ પ્રમાણે તેનું બોલવું સાંભળી શાહે કહ્યું કે—જ્યારે આ સખસ તારી પાસેથી આટલા રૂપિયા બલાત્કાર વાપર્યા છતાં પણ ન લઇ શકયો તો પછી બલા-ત્કાર વાપરી તારી આબરૂ શી રીતે લઇ શકયો હશે તે ખરેખર વિચારવા જેવું છે માટે સિદ્ધ થાય છે કે જો તારી સાથે કદાચ આણે સોબત કરી હોય; તોપણ તારી રાજીપાથીજ થએલી હોવી જોઇએ, પરંતુ હવે કાંઇ અણબનાવ થવાથી આડે રસ્તે તેને સજા આપવા પગલાં ભર્યાં છે માટે એના પાછા આપી દે અને કચેરીને નાહક તસ્દી આપી તે બદલ ૫૧ રૂપિઆ આપ, નહી તો ૩ માસની સખ્ત મજુરી સાથે તુરંગખાનાની સજા ભોગવ, આવો હુકમ થતાં વેંતજ દુષ્ટ સ્ત્રી થરથર કંપવા લાગી અને પોતાના પાપનો પશ્ચાતાપ કરી ૫૧ રૂપિઆ ઉલટા દંડમાં આપી પોતાના ઘરનો રસ્તો લીધો.

## વારતા ૯૭ મી.

## લાલચ બુરી.

“ જરી જુઠ બોલન લોભ વશ થઇ ટેક નહીં વજ જીવતાં”

એક તપસ્વિ દરીઆ કિનારા ઉપર બાર વર્ષની અવધની અ-મરફળ મેળવવા પુષ્કળ તપચર્યા કરતો હતો. તેને તપચર્યા કરતાં કરતાં સાડા અગ્યાર વરસ થયાં, તે વખતે કીનારે વૃક્ષમાં વસતા

સેતાને તે તપસીનું સત જોઇ વિચાર્યું કે આનું મન સંસારના પ્રપંચી કામોથી કિંવા દુષ્ટ વિકારોથી દુર થયું છે કે નહી ? માટે પરીક્ષા તો કરવી જોઇએ, એમ વિચારી તે સેતાને કાગડાનું રૂપ ધારણ કરી જે વૃક્ષ નિચે તપસ્વી તપશ્ચર્યા કરતો હતો, તે ઝાડ ઉપર ઘણા વખતથી હંસને હંશિની રહેતાં હતાં, તે પૈકી હંસરાય ફરવા ગયેલો હતો અને હંશિની ત્યાં બેઠેલી હતી તેના માળામાંજ કાગડો જઇ બેઠો જ્યારે હંસ ઘેર આવ્યો અને કાગડાને પોતાના મકાનમાં બેઠેલો દીઠો, તેથી તેને પુછ્યું કે—તું મારા મકાનમાં કેમ બેઠો છે ચાલતો થા અહીંથી કહાડનાર કોણ છે ? આવું કાગડાનું બોલવું સાભળી હંસને ઘણોજ ગુસ્સો આવ્યા અને બન્ને જણની વચ્ચે ભારે તકરાર થતી. છેવટે હંસે વિચાર્યું કે "આખર કાગડાની જાત નીચ છે જેથી એની સાથે વિશેષ બોલવું એ મારા હુંપણને કલંકીત કરનારૂં છે માટે અદલ ઇન્સાફી દિલ્લી પતી સહેનશાહ અકબરશાહ હજુરમાં જઇ અરજ ગુજારૂં તો આ નીચને યોગ્ય શિક્ષા આપી મને મારી હંસની તથા મકાન અને બચ્ચાં સ્વાધીન કરી આપશે આવા વિચારથી અકબરશાહની હજુર જઇ પોતાની સર્વ હકીકત રોશન કરી તેથી બાદશાહ આલી જહાંએ તે કાગડાને બોલી મંગવવા હુકમ કર્યો હંસ બાદશાહ અગાડી ફરીયાદ કરવા ગરો છે એવું કાગડાનું રૂપ ધારણ કરનાર સેતાનની સમજમાં આવ્યું ત્યારે કાક કાક શબ્દ પોકારવા લાગ્યો જેથી જ્યાં ત્યાંથી સેંકડો કાગડા ત્યાં આવી પહોંચ્યા અને પુછવા લાગ્યો કે—કેમ શું કામના માટે બોલવવાની જરૂર પડી કાગડો બોલ્યો કે ભઇ આજે તમોને ઘણા અગત્યના કામ સારૂ બોલાવેલ છે કે આ હંસિનીના હંસે મારા ઉપર અકબરશાહ અગાડી ફરીયાદ કરી છે તેથી ત્યાં મને પણ તેડુ થશેજ માટે તમો સઘળાએ

એટલીજ શાક્ષી આપવી કે એ હંસિની આ કાગડાની વહુ છે અને એની સાથે જ્યારે તે પરણ્યો હતો ત્યારે અમો સઘળા જાનમાં ગયા હતા તેથી કહી શકીએ છીએ કે આ હંસિનીએ અને એ મકાન તથા બચ્ચાં વગેરે આનાજ છે જો તમે મારી આ મારી વખતે આટલી તરફદારી–પક્ષ કરશો તો, એક મડદું બતાવીશ કે તે એક મહીના સુધી તમારે ખાવાનું ચાલશે, આ પ્રમાણે કાગડાનું બોલવું સાંભળી સર્વ કાગડાઓએ તે મડદાંની લાલચને લીધે કાગડાના કહેવા પ્રમાણે કબુલ કર્યું પછી પેલા કાગડારૂપી સેતાને તપસ્વીને જઈ કહ્યું કે તમો ઘણી મુદતથી તપશ્ચર્યા કર્યા કરો છો; છતાં હજુ કશી ઇષ્ટ સિદ્ધિ થઇ નથી માટે જો જરા માંરૂં કહ્યું માનો તો જે માટે સાડા એગ્યાર વરષથી મહા દુઃખ વેઠો છો તેજ ધારેલી વસ્તુ–સુંદર અમર ફળ લાવ્યો છું તે તમોને આપુ, એમ કહી અમરફળ દેખાડયું એ-ટલે તપાસી તો તપથી લાલચને વશ થયો અને કહેવા લાગ્યો કે; શું કહેવા માગો છો તમે જે કહેશો તે હું કરવા કબુલછું આ પ્ર-માણે તપસીનું બોલવું સાંભળી સેતાને વિચાર્યુ કે લોટમાં પાણી તો પડયું લાલચમાં લપટાયા, અહા યોગી, જતી અવધુત, સન્યાસી ઉદાસી અને મહાત્માઓ અરે ! ઇંદ્રાદિક પણ લોભની ઝપટમાં લપટાઇ ગયા છે લોભ એજ પાપનું મૂળ છે લોભ એજ સર્વ કર્મ ધર્મ અને શરમનું સત્યાનાશ વાળનાર છે લોભ એજ મિત્રતા સગાં સહોદર તથા પુત્ર પૌત્રાદિઓમાં વિરોધ કિંવા કાપાકાપી કરનાર છે લોભ એજ સદગુણ અને પ્રતિષ્ટાની હાની કરનાર છે વિશેષ શું કહેવું પણ લોભ પ્રતિષ્ટાની હાની કરનાર છે જે એ દુષ્ટ લોભના ઝપાટાથી બચ્યો છે તેજ જગતને વંદન પુજન કરવા યોગ્ય અને ધન્યવાદને પામે છે.

તદનંતર તપસ્વી પ્રસ તે કાગરૂપ સેતાને કહ્યું કે હું એટલુંજ કહેવા માગુછું કે બાદશાહની હજુરમાં તમારે કહેવું કે હું સાડા અગ્યાર વર્ષથી જે વૃક્ષ રહું છુ તે વૃક્ષ ઉપર કાગડો આ હંસિની સહિત સદા રહે છે એમ નિરંતર જોઉ છું તથા મકાન બચ્ચાં વગેરે એનાંજ છે અને આ હંસ મારૂં ઘર તથા સ્ત્રી છે એવો દાવો ધરાવે છે પણ તે તદન ખોટો છે; કેમકે સાડા અગીયાર વરસની મુદતમાં તો મેં એ હંસને તે વૃક્ષ ઉપર આવેલો કોઇ વખત દીઠો નથી બસ એટલુંજ કહેવું. કાગનાનું આ પ્રમાણે બોલવું સાંભળી તપસ્વીએ તેના કહેવા પ્રમાણેજ અમ્રફળની આશાએ હા પાડી કેટલેક વખતે બાદશાહનો મોકલેલો અમલદાર આવી પહોંચ્યો અને દિલ્લીપતી જહાંપનાહનો હુકમ તે કાગડાને સંભળાવ્યો જેથી તે કાગડો તથા કાગડા મંડળ શાહની હજુરમાં જવા રવાના થઇ ટુંક મુદતમાં દીલ્લીપતી હજુર જઇ પહોંચ્યા. જ્યારે અકબરશાહે કાગડાને પુછ્યું કે આ હંસના ઘરબારનો તું જબરાઇથી ધણી થઇ પડયો છે એવીજ ફરીયાદ મારા હજુર થઇ છે તે વિષે તારૂં શું કહેવું છે કાગડે કહ્યું કે હજુર આલી આલમશાહ હું જબરાઇથી મારા ઘરનો ધણી થઇ પડવા માગે છે, જો હું આ વાત ખોટી કહેતો હોઉં તો મારી પાસે આખી ન્યાત સાક્ષિદાર છે, જેથી તેની ગવાહી—સાક્ષી લઇ દરયાફત કરો, શાહે તે કાગડાઓની સાક્ષી લીધી તો દરેકનું એજ પ્રમાણે કહેવું થયું કે આ હંસણી એની વહુ છે કેમકે અમે સઘળા એની જાનમાં ગયા હતા, જેથી હીમ્મતથી કહી શકીએ છીએ કે એ ઘર કાગડાનું છે અને હંસ જુઠો છે શાહે આ જુબાની સાંભળી હંસને કહ્યું કે આખી ન્યાત એની તરફેણમાં સાક્ષી આપે છે માટે હવે તારી પાસે બીજો કંઇ પુરાવો છે, કે નહી? હંસ બોલ્યો

કે—નેક ન્યાથી ખુદા સત્યનો બેલી છે ! એ કાગડાઓ સાક્ષી પુરે છે તેમાં નવાઇ જેવું શું છે ? કેમકે એ પ્રતિવાદીના ન્યાતના છે જેથી એની શરમને લાધે કે, પોતાની ન્યાતની મુછ ઉંચી રહે એવા જ્ઞાતિ અભિમાનને લીધે એની તરફદારી કરેજ માઇ તેના તરફદારીઓની સાક્ષી ઉપર નામદારને વજન રાખવા જેવું નથી જો એની પાસે બીજા પુરાવા હોય તો તે પુછો; શાહે કાગડાને ફરી પુછ્યું કે, તે સાક્ષીદારો કરતાં બીજા કોઇ પ્રમાણિક સાક્ષીદાર છે ? ' કાગડે જ- ણાવ્યું કે હાજી હજુર ! તેજ ઝાડના નીચે એક તપસ્વી સાડા અ- ગીયાર વરસથી તપસ્યા કરે છે તેને બોલાવી મારા કહેવા વીશેની તપાંસ કરો આ પ્રમાણે કાગડાનું બોલવું સાંભળી હંસે પણ તે ત- પસવી માટે ઉચ્ચ અભિપ્રાય દરશાવ્યો અને શાહને પણ ખાત્રી યો- ગ્ય સાક્ષી જણાવી કેમકે તે ત્યાગું તપસ્વી કદી જુઠું બોલનાર નથી. શાથી કે તેને કોઇની તરફદારી મોહ મમતા કે મોહાસ લોભની આ- શા નથી, જેથી નિરાશવંત ધર્માત્મા જે હશે તે સત્યરૂપ કહીજ દેશે એમ વિચારી તે તપસ્વીને બોલાવી લાવવા તેડવા મોકલ્યો અને તે તેડાગર જઇ તપસ્વીને બોલાવી લાવ્યો. શાહે તપસ્વીને પુછ્યું કે મહાત્મા આ કાગ અને હંસના મુકદમામાં—કેશમાં આપ શું માહેત- ગારી ધરાવો છો ? તથા આ કચેરીમાં રજુ છે તે હંસણી તથા બચ્ચાં કાગના છે કે હંસના ? તપસવી બોલ્યો કે રઇયતના રક્ષક ! આપ સદા આનંદ રહો ! આ કેશમાં હું એટલું જાણું છું કે, આ સ્ત્રી આ કાગડાની છે. તથા તે ઘર બચ્ચાં પણ કાગડાનાંજ છે, કેમકે સાડા અગયાર વર્ષથી દરિયા કિનારે જે ઝાડ ઉપર આ કાગ રહે છે, તે ઝાડ તળે તપ કરૂં છું. તેથી આ કાગનેજ દેખું છું, પણ આ મેં ત્યાં કોઇ વખત જોયો નથી, ' આ પ્રમાણે તપસ્વીની સાક્ષી

પડેલી જોઇ હંસ તો બીચારો ચુપ થઇ ગયો અને વિચારવા લાગ્યો કે, ' અરે ! આ સંતમાં પણ કળિયુગે પ્રવેશ કર્યો ! ઉત્તમ પક્ષી તથા સત્યપણે સાક્ષી ન પુરતા દુષ્ટાત્માં જે નીચ પક્ષી કાગડો તથા સ્વળ પારકા માલને બથાવી પડનારે તેની તરફદારી કરી ! જે પ્રતીતિ થાય છે કે દુષ્ટ કાગડે કોઇ પ્રકારની આને લાલચ આપી હશે તેથી લાલચ બુદ્ધી બલાયન ફંદમાં ફસાવવાથી પોતાની સત્યમેવ જયતે એ વાક્યને શું જગત નિયંતા જુઠું કરશે ? જ્યારે સદગૃહસ્થના વાક્યો જુઠા થશે શા મારી સ્ત્રી ઘર અને બાલ-બચ્ચાં જશે તો કુરબાન છે એમ વિચારી મુંગે મોઢે ઉભા થઇ રહ્યા અને તે હંસીની તથા બચ્ચાં ઘર માલ મતા કાગડાને સોંપી ત્યાર પછી કાગડો કચેરી બહાર નીકળ્યો એટલે બીજા સર્વ કાગડાએ કહ્યું કે ભાઇ ! હવે તે મડદું બતાવ કે, કઇ જગોએ છે ? કાગડો બોલ્યો કે મુરખાઓ ! જો મડદું હોત તો તમને શું કરવા બતાવત શું મને બેઠે બેઠે મહિના સુધી ખાઇ આનંદમાં દિવસ ગાળતા નહોતા આવડતા ? માટે ચાલ્યા જાઓ સીધે રસ્તે નહી તો અકબર શાહની કચેરીમાં ખોટી શાક્ષી પુરનારની શી વલે થાય છે તે તમોને ખબર નહી હોય. આતો ફક્ત તમારૂં પ્રમાણિકપણું અખેચરી ઠગ જાત કહેવાય છે તે છેતરાય છે કે નહી ? તે જાણુવાજ આટલી ખટપટ ચલાવી છે. આ પ્રમાણે સેતાન કાગડાનું બોલવું સાંભળી કાગમંડળ રસ્તો માપી ગયું પછી તપસ્વી મહારાજ પણ આવી તે કાગડાને કહેવા લાગ્યો કે તમારી સરત પ્રમાણે કામ બજાવ્યું છે માટે હવે અમરફળ આપો " કાગડો બોલ્યો કે—મહારાજ આંખો બંધ કરો અને મોઢું ખુલ્લું રાખો ' તપસ્વીએ તેના કહેવા પ્રમાણે કર્યું એટલે કાગડે વિષ્ટા લાવી તેના મોંમાં મુકી બોલ્યો કે ' હવે મોઢું ચલાવો ' જ્યારે

તપસ્વીએ મોઢું ચલાવવા માંડ્યું કે થુ થુ અરે ! આ શું માઢામાં નાખ્યું છે? કાગડો બોલ્યો કે 'એ તો જુઠું બોલનાર અને લાલચમાં લપટાઇ સત્ય છોડનારના મોંમાં જે મુકવું ઘટે તેજ મુક્યું છે; કેમકે જુઠું બોલનાર કે સત્ય છોડનારના મુખમાં વિષ્ટાજ નાંખવી યોગ્ય છે, લાલચમાં લપટાઇ તને જરા વિચાર ન આવ્યો કે જુઠું બોલવાથી ધર્મ, કર્મ તપશ્ચર્યા, વ્રત નિયમનો નાશ થાય છે ! ક્યાં હું અને ક્યાં એ હંસ; છતાં કેવળ ખોટા કામમાં ખોટી સાક્ષી આપી અનચારને પુષ્ટ કરવા મદદ આપી, પણ પોતાનો ધર્મ શો છે? તે તરફ બીલકુલ લક્ષ આપ્યું નથી ધીક્કાર છે તારી તપશ્ચર્યા અને મનોવૃત્તિને, હું તો તારી દ્રઢવૃત્તિને જોવા ચહું છું અને જા દુષ્ટાત્મા તું તો ઉભય ભ્રષ્ટ થયો છે, જેથી તારા પાપનો પશ્ચાતાપ કર. આ પ્રમાણે ફીટકાર વચનો કહી હંસને બોલાવી હંસની, બચ્ચાં અને ઘરબાર સુંપરત કર્યો તથા પોતપોતાની સ્વેચ્છા પ્રમાણે કરવા વિચારવા લાગ્યો અને હંસ પણ પોતાના સ્થાનકે ગયો.

## વારતા ૯૮ મી.

### જાત વિના ભાત પડે નહિ.

જૈસી કારી કાંબરી ચઢે ન દુજો રંગ. વૃંદશાતશઈ.

એક દિવસ અકબર શાહે પોતાના વ્હાલા ગુલામને પુછ્યું કેમ વ્હાલા અધનાજ તું સાચે સાચું બોલ, કે દુનિયાની કોઇ પણ ચીજની ઇચ્છા તને બાકી રહી છે આવું નામવરનું બોલવું સાંભળી ગુલામ બોલ્યો કે—જી જહાંપનાહ સરવ મારા મનની ઉમેદ આપ નામવરે પુરી પાડી છે, પણ એક બાકી રહે છે માટે હજુર હુકમ આપો તો રોશન કરૂં આ પ્રમાણે ગુલામનું બોલવું સાંભળી શાહે ખુશીથી કહ્યું કે મારા પ્યારા જાન ? તું ખુશીથી જે બાકી રહ્યું હોય

તે માગી લે હું આપવા કબુલ કરૂં છું આવો શાહનો સવાલ થતાં ગુલામ બોલ્યો કે સરકાર હું કો દીવસ નાશી ગયો નથી માટે તે ઉમેદ મારા મનમાં બાકી રહી છે આવું ગુલામપદને છાજતું બોલવું સાંભળી પોતાનું વચન પાળવા કહ્યું કે ઠીક જે તારી ઉમેદ છે તે પુરી કર પછી ગુલામ ત્યાંથી નાશી પોતાના એક દોસ્તના ઘરમાં સંતાઇ રહયો; વ્હાલા ગુલામનો વિયોગ થયો જેથી બાદશાહ ઘણો જ બેચેન થઇ ગયો અને હજુરીયાઓને હુકમ કર્યો કે અહીયાજ જ્યાં હોય તયાંથી શોધી મંગાવી મારી પાસે લાવો પછી હજુર-મ સ્જીદાનો અને કારભારી વગેરે તેને મનાવવા ગયા, પણ ગુલામભાઇએ તો ઉંહુ ઉંહુજ કરેયા કરયું, મનાવા જનારાઓએ બહુજ તેને આજીજીથી યોગ્ય શુકનો કહ્યા પણ કોઇનું કહેવું તેણે ધ્યાનમાં લીધું નહી તેથી થાકીને છેવટે પાછા આવ્યા; પરંતુ શાહ તો જેમ જેમ વધારે વખત થતો ગયો તેમ તેમ તેના વિયોગથી બહુજ આકુળ વ્યાકુળ થયો અને ખાસ મંડળને હુકમ કર્યો કે—જે અહીયાજ મનાવી લાવે શને અમુલ્ય હીરાનો હાર આપું આવું તોહનું બોલવું સાંભળી બીજા તો કોઇએ હા પાડી નહી, પણ શાણા બીરબલે કહ્યું કે ખાવિંદ ! મનાવી લાવું છું જરા પણ અકળતા નહી એમ કહી તે શેલામ જ્યાં હતો તયાં ગયો અને બોલ્યા ચાલ્યા વગર જતાં વાંત લાત મુકીઓની ગરમા ગરમ મીઠાઇ ચખાડવા માંડી જેથી ગુલામ ગભરાઇ બોલ્યો કે, મહેરબાન ! મને શા સારૂ મારો છો. હું ક્યાં આપની સાથે આવવા ના પાડું છું બીરબલે કહ્યું કે ત્યારે થા ઝટપટ આગળ એટલું કહેતાં તો તુરત તે અહીયાજ ગુલામ આગળ થયો અને શાહના હજુર લાવી ખડો કર્યો તેને જોઇ પ્રેમઘેલો શાહ એકદમ ઉભો થઇને ભેટી પડયો અને પુછયું કે વ્હાલા અહીયાજ ?

તુને બીરબલ શું ફરેબ દેઇને મનાવી લાવ્યો ? તે મને જણાવ અહીયાજે જણાવ્યું કે બીરબલજીએ તો મને મણુનો છત્રી શેરજ બોલ્યા ચાલ્યા વગર કરવા માંડયો તેથી મેં જાણ્યું કે હું જવાની હા નહી પાડું તો મારા હમણા ને હમણાંજ પ્રાણ કહાડી નાંખશે માટે તુરત આવવાની કબુલત આપી આવું અહીયાજનું બોલવું સાંભળી શાહ બીરબલની વિચિક્ષણતા જોઇ એટલો તો ખુશી થયો કે તેને અમુલ્ય હીરાનો હાર ઇનાયત કરી દીધો.

## વારતા ૯૯ મી.

## સીપાઇ રૂપ શીશી.

પ્યારા યારથી રાખવા, ગણે ન પતિનું કહેણ. જુગલ.

અકબર બાદશાહની હજુર એક પુરૂષે આવી અરજ કરી કે— ખાવિંદ કોઇ જાર પુરૂષ મારા ઘરમાં નિરંતર આવે છે એમાં જરા શક નથી; પરંતુ મેં તેને હજુ સુધી જોયો નથી અને જાણતો નથી કે કોણ છે માટે તેને હાથે પકડવા ચાહું છું જેથી આપ નામદાર હજુર આવ્યો છું, કે તેને કોઇ પણ પ્રકારે પકડી આપવાની યુક્તિ કરવા કૃપા કરશો તો આપનો મોટો ઉપકાર થશે. શાહે તેની હકીકત સાંભળી કહ્યું કે હું એક ઉમદા અતરની શીશી આપું છું તે લેઇ જા અને તારી ઓરતને સુંપ્રદ કરી કહેજે કે આ શીશીમાંથી જરા પણ અતર વાપરીશ નહી એમ કહી ઉમદા અતરની શીશી આપી તેને વીદાય કર્યો અને તે શખસે પણ તેજ પ્રમાણે કરયું.

શાહે તે સખ્સના ઘરની આસપાસ માણસો બેસાડી દીધા અને ભલામણ કરી કે, જે માણસના કપડામાંથી આપેલી શીશીમાંના અત્તરની ખુસબો આવતી જણાય કે તુરત તેને મારી પાસે પકડી લાવવો.

જ્યારે પેલો જાર પુરૂષ ફરીયાદ કરવા જનાર સ્ત્રીની મુલાકાત લેવા આવ્યો ત્યારે તે સ્ત્રીએ પોતાના ધણીએ અનામત તરીકે સોંપેલી જે અત્તરની શીશી હતી તેમાંથી અત્તર કહાડી પોતાના યારને છાંટયું અને કહ્યું કે, દીલોજાન, મારી આંખની કીકી, આ ઉમદા અત્તરની શીશી મને મારા ઘરધણીએ અનામત તરીકે સોંપી ખાસ ભલામણ કરી હતી કે, આમાંથી તું જરા પણ અત્તર વાપરતી નહી પણ પ્યારા તે ભલા માણસની જરા પણ દરકાર ન રાખતાં મેં આપણા ઉપયોગમાં લીધું કેમકે એવી ઉમદા ચીજની આપને મજાહ ન આપું ત્યારે પછી કોને મજાહ આપવી હતી? ભલેને ધણી જે કરનાર હશે તે કરી લેશે તો, તે તમારા માટે સહન કરી લઇશ. આવા અત્યંત પ્યારની વારતા સાંભળી યાર બોલ્યો કે, શાબાશ છે મારા કાળજાની કોર, તારા પ્યાર ઉપર તો મારો જીવ કુરબાન છે. કેટલોક વખત વીત્યા પછી એશઆરામ કરી તે યાર પોતાને મારગે પડયો એટલે પેલા અત્તરની ભમક રાજના સેવકોને આવી તેથી તે જાર પુરૂષને એકદમ પકડી શાહ હજુર લઇ ગયા એટલે શાહે સદરહુ ફરીયાદીને બોલાવી કહ્યું કે, તારી કુલટા સ્ત્રીનો આ યાર છે, કેમકે જે અત્તરની શીશી તેં અનામત તરીકે તારી સ્ત્રીને સોંપી હતી છતાં તે શીશીમાંનું અત્તર પોતાના યારને છાંટયું છે તેની ખુસબો તું તપાસી લે એટલે ખાત્રી થશે અને ઘેર જઇ સ્ત્રી પાસેથી તે અત્તરની શીશી માગી તપાસીશ એટલે એથી પણ વિશેષ ખાત્રી થશે. આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી તપાસ કર્યો તો તેજ પ્રમાણે જણાયું.

## ભાગ અગીયારમો.

## વારતા ૧૦૦ મી.

### હજુર ગાય નહીં પણ બેલ.

સહુને વહાલું સર્વદા, નીજ સ્તુતિ માન વચન;
જુઓ નાગ જગ શત્રુ પણ, સુખી પાસે સુખ મન.

નગરકર.

દીલ ખુશ કરવા રાખેલા હાસ્યરસ પુષ્ટી કરનારા મશકરા ગવઇયાઓને શાહે કહ્યું કે, આ સમય કંઇ ગાય તો ઠીક, ગવઇયે જવાબ દીધો કે, હજુર ગાય નહી પણ બેલ. ફરીથી બાદશાહે કહ્યું કે, અરે કાંઇક ગાયન બોલ. ત્યારે ગવઇયાએ જવાબ દીધો કે, વાંકો બીશ રૂપીઆ મોલ. શાહે ચીડાઇને કહ્યું કે, શું હરામજાદા છે, ગવઇયા બોલ્યા કે, સાહેબ હરામજાદા તો કોડી નહી લઉં આ જાત્યા ઉપ સાંભળી ગુસ્સે થયા અને હુકમ કર્યો કે, હાલના હાલ અહીયાંથી નીકળી મારા મુલકની હદ છોડી બીજી હદમાં જાઓ. આવો કઠોર હુકમ થયો સાંભળી તે ગવઇઆઓ સલામ કરી ચાલી નીકળ્યા અને ત્યાંથી બે ત્રણ ગાઉ છેટે જઇ રાત પડી એટલે પાછા વળી પોતાના ઘરમાં જઈ ભરાયા. તેઓએ દીવસ ઉગ્યા પહેલાં શહેર બહાર જઇ કોઇ ગુપ્ત સ્થળમાં ભરાઇ રહેતા અને રાતે ઘેર આવતા આ પ્રમાણે કેટલોક વખત ગાળ્યો. એક વખત દઇવયોગે આ ગવઇયાઓના ગુપ્ત સ્થળ તરફ જવું અને શાહનું શીકાર કરી પાછું ફરવું થવાથી ગવઇયાઓએ શાહને દીઠા તેથી એક ગંજાવર વડના ઝાડ ઉપર ચઢી બેઠા પણ શાહની નજર વેગળેથી તેઓ ઉપર પડી ચુકી હતી, તેથી તે ઘોડો દોડાવતે તેજ વડના ઝાડતળે આવી ગવઇયાઓ તરફ જોઇ કહ્યું કે, બદમાસો, તમોને હદપાર જવા હુકમ કર્યા છતાં અહીયાંજ કેમ ભરાયા ? શાહનું બોલવું સાંભળી હાથજોડી

વિનવ્યું કે, ગરીબ પરવર, આપના હુકમને માથે ચઢાવી ચાલી નીકળ્યા અને દેશ દેશ રખડ્યા; પરંતુ આપનો અમલ ન હોય તેવો કોઇ દેશ નજરેજ પડ્યો નહી એટલે છેવટે નિરાશ થઇ હવે આસ્તાન તરફનો રસ્તો લીધો છે. આવો ગવઇયાનો બોલ સાંભળી શાહ પરમાનંદી થયો અને તેઓનો ગુન્હો માફ કરી પાછા પોતાની હજુરમાં રાખ્યા.

## વારતા ૧૦૧ મી.

## કીયો દેશ નીર્લજ.

ઉત્પતિ સ્થળની અસર આવે છે સહુમાંજ;　　સીવીતાબાઇ

એક સમય બાદશાહે બીરબલને પુછ્યું કે 'કવિરાય ! પુરવ પશ્ચિમ દક્ષિણ અને ઉતર એ ચાર દિશાના પુરવ દેસ, પશ્ચિમ દેશ દક્ષિણ દેશ અને ઉતરખંડ વગેરે નામો પડે છે, પરંતુ તે દેશો પૈકી કયા દેશના માણસો વિશેષ બેશર્મા નિર્લજ હશે ? બીરબલે કહ્યું કે 'જહાંપનાહ પુરવ દેશના માણસો સરવ દેશ કરતાં વિશેષ નિર્લજ હોય છે, શાહે કહ્યું કે તેમ કેમ ખાત્રી થાય ? બીરબલ બોલ્યો કે નામવર થોડા સમય પછી તેની ખાત્રી આપીશ.

તદનંતર બીરબલે તે ચારે દિશા તરફના દેશની નાયકાઓને બોલાવી શાહની હજુરમાં રાખી. કેટલોક વખત ગયા પછી બીરબલે શાહને અરજ કરી કે આપની હજુરમાં ચારે દેશની નાયકાઓ વિદ્યમાન છે માટે હજુરના પ્રશ્નનો ખુલાસો મેળવવા મીજલસ ભરવી જોઇએ એટલે તુરત સંકાનું સમાધાન થઇ આવશે. શાહે તેજ રોજે મીજલસ ભરવાનો ઠરાવ કર્યો અને ગાન તાન શરૂ કરાવ્યાં, પાછલી રાતે શાહે પ્રથમ પશ્ચિમ દિશાની ( કાઠિયાવાડ વગેરેની નાયકાઓને પુછ્યું કે—રાત કેટલી બાકી રહી હશે ? તેઓએ અદબ સાથે જવાબ

દીધો 'ગરીબ નિવાજ ! થોડીજ બાકી રહી છે. શાહે પુછ્યું કે શા ઉપરથી થોડી રહી છે એમ કહી શકો છો તેઓએ અરજ કરી કે પૃથ્વી પતિ ! મારી નયનીનાં મોતી ઠંડાં થયાં છે તેથી જાણું છું કે રાત થોડી રહી છે; કેમકે પરોઢીએજ ઠંડી હવા વાએ છે પછી થોડીવાર કેડે દક્ષિણ દેશની નાયકાઓને પુછ્યુ તો કે પ્રાતઃકાળ થશે. શાહે પુછ્યું કે શા ઉપરથી કહી શકો છો ? તેઓએ કહ્યું કે 'નામવર ! પાન ફીકું લાગે છે તેથી. તદનર ઉ ર દેશવાળી નાયકાઓને પુછ્યું કે હવે રાત કેટલી બાકી છે ! ત્યારે નાયકાએ જણાવ્યું કે થોડી બાકી રહી છે ? શાહે પુછ્યું શા ઉપરથી જાણો છો ? તેઓએ જવાબ આપ્યો કે ખુદાવિંદા દિવા બતીનું તેજ ઝાંખુ લાગે છે તેથી છેવટે પુરવની નાયકાઓને પુછ્યું કે કહે કેટલી રાત બાંકી રહી છે તેઓએ જવાબ આપ્યો કે જીહજુર ! મને જંગલે જવાની હાજત થઈ છે, તેથી જાણું છું કે હવે બહુજ થોડી રાત રહી છે આવું બોલવું સાંભળી શાહને બીરબલના બોલની ખાત્રી થઇ અને હુકમ કર્યો કે પુરવ દેશના લોકોને હજુરમાં કે મીજલસમાં દાખલ થવા દેવાજ નહી કેમકે એઓ તેવા સ્થળને લાયક નથી.

## વારતા ૧૦૨ મી.

### ગજા વીના ગજરાજનો ખોરાક પાર ન પડે,

ગજા વીના ગજરાજનો, પાર પડે ન ખોરાક. જમનાબાઈ

એક વખત અકબરશાહ લાડ તથા કપુરના નામાના ગવૈયાઓના ગાયનથી બહુજ પ્રસન થયો, તેથી એક મકનોહાથી બક્ષીસ કર્યો ગવૈઆઓએ એક વરસ સુધી હાથીણી ખોરાકી પુરી કરી તેમાં તો પોતાની કેટલી દોલતનો ભોગ અપાઇ ગયો તેથી વીચારવા લાગ્યા કે ભાઇ આ શાહની બક્ષીસતો ખરેખર જુલમી બલા જેવી છે? ને

થોડા વખત આ હાથી આપણે ત્યાં રહેશે તો છયા છોકરાં ભૂખા પીતાં થઇ જશે, પણ કરવું શું એ હાથી વેચી શકીએ, ન તો કોઇને આપી શકીએ અને ન રાખી શકીએ અને ન રાખી શકીએ માટે હવે કાંઇક ફારસ કર્યાં શિવાય આ બલામાંથી છુટકારો થનાર નથી એમ વીચારી તે હાથીની કોડમાં ઢોલ તંબુર વગેરે લટકાવી છુટો મુકી દીધો એટલે તે હાથી શહેરમાં ઘુમતો મરજી મુજબ તોફાન કરવામાં લાગ્યો, તેથી શહેરના લોકો શાહ હજુર જઇ અરજ કરી, કે હજુર છુટો ફરતો હાથી અમોને બહુ નુકશાન કરે છે અને ઘર-માંથી બહાર પણ નિકળવા પામતા નથી સાહે હુકમ કર્યો કે તપાસ કરો કે કોનો હાથી છે ? તે સાંભળી સીપાઇઓએ તપાસ કરી હજુરને કહ્યું કે ખાવિંદ ! એ હાથી કપુર, લાડ ગવઇયાનો છે. શાહે —ઓને શાહ હજુર બોલાવી લાવ્યા તેઓને બોલાવવા ફરમાવ્યું તેથી ગઇયાઓને શાહ હજુર બોલાવી લાવ્યા, તેઓને જોઇ શાહ ગુસ્સે થઇ બોલ્યો કે કેમ તમારા હાથીને છુટો મુકયો છે ? ગવઇયા બોલ્યા કે જહાંપનાહ, વરસ દીવસ સુધી ખાનપાનમાં ખુશી રાખી તેને અમારો સઘળો હુન્નર શીખવાડી તઇયાર બનાવ્યો, તેથી હવે તેને ઢોલ તંબુર આપી રજા આપી રજા આપી કે મુલક બાદશાહ સરકારનો છે માટે ખુશીથી ફરી ગાનતાનથી અમીરોના મન રંજન કરી તારૂં પણ ગુજરાન કર અને અમોને પણ જે આપવું ઘટે તે આપજે. આ પ્રમાણે ગઇયાઓનું બોલવું સાંભળી શાહને હસવું આ-વ્યું અને હાથીને પકડી મંગાવી હાથીશાળામાં બંધાવ્યો અને તેના બદલામાં તેમને એક સારી પેદાશવાળું ગામ બક્ષીસમાં આપ્યું.

## ભાગ બારમો.

# વારતા ૧૦૩ મી.

## પોતાની માને કોઈ ડાકણ કહેતું નથી.

કદી ચાર કાને જશે વ્હાલા, થશે હાની નીશ્ચે હશે છોક ઠાલાં;
ગઇ જો છ કાને પછી તો તમારી, જશે જીવ લજ્જા થશે ખુબ ખ્વારી.

**શારર્મો.**

એક વખત અકબરશાહ અને બીરબલ રાત્રીના સમયે શહેરની ચર્ચા જોતા ફરતા હતા, તે વખતમાં શાહે કહ્યું કે, બીરબલ, તમારા હિંદુઓ કરતાં અમારી મુસલમાની જાત સંપીલી સમજુ અને શાણી હોય છે એમ કેટલાંક કારણો ઉપરથી સમજાય છે. બીરબલ બોલ્યો કે શહેનશાહજહાન વાએ સકંદર તાલેજમાન, **પોતાની માને કોઇ ડાકણ કહેતું નથી તથા પોતાની ભુલ અને પારકી અછત કોઇના ધ્યાનમાં આવતી નથી.** પરંતુ વાસ્તવીક રીતે વિચારકરી જોશો તો હિંદુ અને હિંદુમાં પણ નંદ હોય તે સમાન શાણી, સમજુ અને સંપીલી જાત એકે છેજ નહી. જો કે આપને પરીક્ષાજોયા વિના મનમાં આ વાત ઠરશે નહી; પણ મારૂં કહેવું એટલે અંશે ખરૂં છે, હમણાંજ આપને વખત આવે છે તો બતાવી દઉં છું એમ વાતો કરતાં કરતાં આગળ ચાલ્યા એટલામાં એક વાણીયણ મળી તેને જોઈ બીરબલે મસ્કરી કરી અને કાંઇ અડપલું પણ કર્યું, તે વખતે આસપાસ વાણીયાનો મહેલ્લો હતો તેથી ત્યાં જતા આવતા વાણીયાઓએ આ બનાવ નજરોનજર જોયો તેથી તકરાર કે મારામારી થવી જોઇએ છતાં પણ વાણીયા તે બાઇને ઉલટું કહેવા લાગ્યા કે, બહેન, કંઈ નહી, હશે જે થયું તે થયું પણ સારા માબાપની દીકરીનું એ કામ છે કે બોલ્યાચાલ્યા વગર દાંતમાં છેડો ઘાલી ઘેર જવું. હલકુ માણસ હોય તે ગમેતેમ છેડ કરે, એમ કહી અક-

ભલું કરનારને કશું પણ ન કેહેતાં પોતપોતાને માર્ગે ગયા તે જોઇ શાહ બોલ્યો કે, કેવી ઢીલગંડી જાત છે, પોતાની જાતની અને વખતે સગી પણ હશે તે સ્ત્રીની અટકચાળી કરી અને જોયા છતાં પણ કશું બોલી શક્યા નહી, તથા પોતપોતાને રસ્તે પડ્યા. ખરેખર બીકણ અને કીના–ગુસ્સા વગરના બીલકુલ બાયલા છે આ પ્રમાણે વાતો કરતા જાય છે, એટલામાં તરકવાડો આવ્યો ત્યાં એક નાજુક બદન નખરાબાજ બીબી બની ઠણીને જતાં હતાં તેને જોઇ બીરબલે અડપલું કર્યું એટલે તો બીબી ઘણો ગુસ્સો લાગ્યો બરાડા પાડી લાંબા લાંબા હાથ કરતી બોલવા લાગી કે, હત તેરા સત્યાનાશ જાય તેરી પીટણી પડે, અરે તેરી મહોબત નીકાલું, મેરી ઇજત લેલી અબ તેરેકું અખાકા અખા કાટખાઉં, કયા તેરી મા ભેણ નહી કે ઉસકી મશ્કરી ન કરતે મેરી કરનેકું આયા, વગેરે વગેરે લવારો કર્યો એટલો તો આસપાસ મુસલમાની જનુની લોકો લાકડીઓ અને તરવારો હાથમાં લઇ, પકડો પકડો, મારો પીટો સાલેકું, 'આવી બુમો મારતા આવતા દીઠા કે બીરબલ પોબાર કરી પોશાક ફેરફાર કરી તેજ મહેલ્લામાં આવી ઉભો અને મુસલમાનોને પુછવા લાગ્યો કે શું છે ખાં સાહેબ ? શું કોઇ ચોર છે કે હરામજાદો છે ? મીયાં બોલવા લાગ્યા કે, અરે સાહેબ, કોઇ બદમાસ સખ્સ થા સો ઇન બીચારી ઓરતકી ઇજતપર હુમલા કર ભાગ ગયા, જો સાલા હાથ આતા તો માર મારકે હડ્ડી તોડ ડાલતે. મગર છોડતે નહી. કયા હિંદુ–કાફ્રકી ઓરત જૈસા હમારા મામલાથા, કે યહાં ગડબડ મચાઇ ? ધો મરને વાળી હોશે જબી બાધરીવાડેગે જાય. હાય, કરે કયા ઉસકી કીસમતને જોર કીઆ ન તો, બેશક ખુન હોતા તો કુછ ડરનાથા, ઓર કભી સરકારમાં પકડા જાતા તો કરોડો મુસલમાનમેસે એક

દીન કે વાસ્તે લીલાહી હો ગયા તો ક્યા, હુવા, .લેકીન ફીર કોઇ એસા કામતો ન કરે. આવા પ્રકારે દરેક જણા ફોકટ ફીસીઆરીથી ફુલો મારતા, ફુડડપણાથી ફાળ મારતા હતા. બાદશાહ અને બીરબલે તો આગળ રસ્તો લીધો. થોડે છેટે ગયા એટલે બાદશાહ ગર્વાનંદી થઇ બીરબલને કહેવા લાગ્યા કે, કેમ જોયું, કેવી મુસલમાનની કોમ સંપીલી અને કીનાખોર છે. પોતાની ન્યાતની ઓરત વાસ્તે મરવા પણ પાછા ન હઠતાં એકદમ ચારે બાજુએથી માણસો દોડી આવ્યા અહા ખુદાતાલા, દીનોકા શુકર કરો ? દીનકે બાદે તો એય ઓર હી નહી હઇ. આવાં જ્યારે ગર્વવંત વાક્યો સાંભળ્યાં ત્યારે બીરબલ બોલ્યો કે જહાનઆલી, હું પ્રથમથીજ કહી ચુકયો છું કે મનુષમાત્રને પોતાની કસુર પોતાની નજરે પડતી નથી, પોતાની કોમને વખાણે છે, પણ તેમની બેવકુફાઇને પણ ભેગી વખાણતા જાઓ. જો કે આપ હિંદુઓને તદન બાયલા, બીકણ અને કુસંપીલા કહેતા હતા પણ તેઓ મુદ્દાની વાતને સારી પેઠે સમજનાર. કેમકે જે વાણીયણની મેં મશ્કરી કે અડપલાઇ કરી હતી, તેથી વાણીયા કશું ન બોલ્યા તે ઘણું ડહાપણ વાપર્યું. મશ્કરી કે અડપલાઇ કરી તે ન કરી થવાની નહોતી કદાચ મુસલમાનની પેઠે ધાંટાધાંટ કરી ધાંધલ મચાવી હતી તો તેથી ફાયદો નહોતો પણ ઉલટી ફજેતી હતી; કારણ કે એ વાણીઅણ અને રસ્તે જનાર બે ચાર પાંચ વાણીઆએજ તે વાત જાણી પણ સેંકડો માણસોએ તો તે વાત જાણી નહી મીયાંભાઇએ અને બીબીએ બહાદુરી બતાવી તેથી ઉલટી બીબીની તથા તેના ખાવીંદ બાપ, મા અને સંબંધીઓની ફજેતીના લીધે નિસું જોવાનું થયું કે ફલાણી બીબીએ બહાદુરી બતાવી તેથી ઉલટી બીબીની તથા તેના ખાવિંદ તેના બદલે અનેક જણાને પો-

તાની ફજેતી પોતાના હાથે ડહોળી જગત જાહેર કરી બતાવી કહો વાણીઆ ડાહ્યા કે–મીયાંભાઇ ડાહ્યા ? તે હવે આપ ફરમાવો ? આ પ્રકારનું બોલવું સાંભળી શાહે કાનની બુટ પકડી કબુલ કર્યું કે બેશક હીંદુ કોમ ઉપરથી તો ઘણી ડહાપણુ ભરેલી છે એમાં જરા શંપ નથી ? અને નરકતો જનુનીપણાથી તરત ઉપન્યું નીપન્યું કરી દે પછી જે થનાર હોય તે થાય પણુ તે વખતે બળતી હોળીમાં ભુસ્કો મારી દે માટે ખરી રીતે જોતાં મીયાંભાઇની બહાદુરી પોતાનીજ ફજેતી કરનાર હતી, ખરેજ મારૂં સમજવું પણુ અત્યાર સુધી ભુલ ભરેલુંજ હતું આ પ્રકારની વાતો કરતા પોતપોતાના મંદીરમાં ગયા.

## વારતા ૧૦૪ મી.

### માટીમાંથી ઉપજવું અને માટીમાં મળવું.

માટીમાંથી ઉપજવું, મરવું માટી માંહે; કેદાર,

એક સમય અકબરશાહ બાદશાહ શહેર બહાર હવા ખાવા પધાર્યા હતા ત્યાં કબરસ્તાન હોવાથી કબરો નિહાળતા ફરતા હતા તેવામાં એક આદમીનો પગ એક કબર ઉપર પડયો જેથી તે કબરનો અડધો ભાગ કુદી ઘણોજ નીચે બેસી ગયો તેની અંદર તપાસવા લાગ્યા તો એવો ચમત્કાર માલમ પડતો હતો કે, મૃતક કલેવર છે તેવું હાડ પિંજર દેખાતું હતું અને દેખવામાં તે કબર હજારો વરસની હોય તેવી લાગતી હતી. તે કબર જોઇ બાદશાહ અત્યંત આશ્ચર્ય પામી કબરની અંદરનો ભાગ હાથ લગાવી તપાસવા લાગ્યા. તો તે હાડપિંજર કેવળ માટી જેવું સડીને થઇ ગયું હતું, તેથી હાથ અડાડતાની સાથે ચુરે ચુરા થઇ જતો તો તે જોઇ એ વખતે શાહે એક શહર–કવિતા બોલ્યા કેઃ—

" બહોત લોગ અઉસેથે જીનકા હુમેશાં;
સમીને બદનથા મહતર કહેનથા."

આવું શાહનું બોલવું સાંભળી બીરબલ બોલ્યો કે:—

જો કગર કહું ઇનકું ખોદી તો દેખા,
ના તારે કફનથી ના અજુએ બદનથા.

આ પ્રકારનું બોલવું સાંભળી શાહ ઘણોજ ખુશી થયો અને અમુલ્ય શીરપાવ આપ્યો.

## વારતા ૧૦૫ મી.

### પાણી અને અગ્નિનો મેળાપ.

એક સરસ સમજે સદા, તે કવિજન કહેવાય;
આણંદરાય.

એક દીવસ અકબરશાહ શહેરના કિલ્લાની ઉપર ચઢી સાંઝના વખતે જમુનાના જળ પ્રવાહથી ગમ્મત નિહાળતા હતા, તે વખતે આસપાસના દેવસ્થાન તથા મકાનોના દીવાઓની રોશનીનો પ્રતિબિંબ જમુનાના જળમાં પડતો હતો તે જોઇ શાહે એક કવિતાનું પદ બનાવ્યું કે:—

" હુમને દારયા કી તરફ શેર ચરાગાન દેખા.
મેં દરીયાવની તરફ સહેલ કરતાં તેમ, રોશની જોઇ."

આવું પદ રચી પછી દરબારમાં પધાર્યા અને બીરબલને કહ્યું કે હું જે કવિતાનું પદ કહું, તેનાજ ભાવને મળતું બીજું પદ બનાવી આપ.

સર્વ લોકોના જાણવામાં હતું કે, બીરબલને સરસ્વતીનું જોર છે. તેથી તે ગમે તેવી વગર જોએલી વાર્તા પણ કરી શકે છે અને શાહને પણ તે વાર્તાની સંપુર્ણ પ્રતીતિ હતી, તેથી પાદ પુરતી કરવા

ફરમાવ્યું એટલે તરત બીરબલ બોલ્યો કે,

" આબ વ આતસકું હુમ દસ્તા ગરેબાન દેખા.

પાણી અને અગ્નિનો મે પ્રતિભાવ અથવા મેલાપ જોયો.

મતલબ કે જ્યારે પાણીના કિનારા ઉપર ફરતા હતા ત્યારે તમે રોશનની જળમાં પ્રકાશ જોયો પણ હું તો એમ માનું છું કે, પાણી અને અગ્નિ વીરોધ છતાં; પાણી અને અગ્નિ પરસ્પર મળી ગએલ છે એ અતિ આશ્ચર્ય છે.

આ પ્રકારનું ખુબીવાળું બોલવું સાંભળી શાહ ઘણો ખુશી થયો અને શાબાશી આપી અમુલ્ય ઇનામ બક્ષ્યું.

## વારતા ૧૦૬ મી.

### મળ્યા તો મીર ન મળ્યા તો ફકીર.

લોક રીતિ કે નીતિની નથી જેને દરકાર;
નાગો તેને જાણવો, આ જગમાં નિરાધાર. **પ્રાણજીવન,**

એક વખત અકબરશાહે બીરબલને પુછ્યું કે બીરબલ દુનીઆમાં જે નાગો કહેવાય છે તે કેવા પ્રકારનો નાગો સમજવો. કેમકે કપડાં પહેરે છે છતાં તો નાગો કહેવાય છે, તેવો નાગો હજુ મારા જોવામાં આવ્યો નથી તેથી જોવા ચાહું છું બીરબલે કહ્યુ કે નામદાર, આપની ઇચ્છા છે તો હું ગમે ત્યાંથી ખરેખર નાગો ખોળી લાવીશ; પરંતુ થોડો વખત લાગશે, બાદશાહે કહ્યું કે તેની કાંઇ ચિંતા નહીં. ત્યારપછી બીરબલે નાગનો શિરોમણિ એક લાલ, હતો, તેને બોલાવી ખાનગીમાં કહ્યું કે, હાલમા મારા સાંભળવામા આવ્યું છે કે, કાંઇ પૈસે-ટકેથી તમે જરા તંગ હાલતમાં છો માટે કહું છું કે, તમારે કોઇ વાતે મુંઝાવું નહી અને જરૂર હોય તો, કાલે દરબારમાં બાર વાગે આવવું, જેથી બસે પાંચસે રૂપીયા અપાવીશ, તેથી

કેટલોક વખત ટકુ ચાલશે પછી પ્રભુ સરખો દયાળ છે. આ પ્રકારનું બોલવું સાંભળી નગેંદ્રલાલે કહ્યું કે આપ સાહેબ અમારા જેવાની સંભાળ લેતા આવ્યા છો, એટલે વિષમ વખતે બાજી સુધારી લેવા આપ કાળજી ધરાવો એમાં શું આશ્ચર્ય જેવું છે. જ્યાં સુધી અમારા જેવા લાલ લોકોની પાસે નાણું હોય ત્યાં સુધી નવલશાહ હીરજીના દીકરા, પણ જ્યારે ખીસ્સાં ખાલી, ત્યારે તો હાલી મોવાલી જેવા બની ટકાના ત્રેપનશેર થઇ રખડીએ. મળ્યા તો મીર ન મળ્યા તો ફકીર અરે સુવા પછી તો પીર થનારા અમેજ છીએ, તે માટે તમોને આશીષ દઇશું કે ભગવત તમોને સલામત તનદુરસ્ત રાખે ? બીજુ તો અમો આપીએ કરીએ તેવા શું છીએ. વારૂ હવે હું રજા લઉં છું, અને કાલે કચેરીમાં જરૂર આવીશ એમ કહી લાલ સાહેબે રખડપટ્ટી ડિપાર્ટમેન્ટમાં પધાર્યા.

બીજે દીવસે બીરબલ કચેરીમાં બેઠા હતો તે વખતે સંકેત પ્રમાણે લેવાતી વખતે સાચો વાયદો સાચવનાર લાલ આવી પહોંચ્યા અને તેને શાહને બીરબલે ખાનગીમાં અરજ કરી કે ' આ બીચારો લાલ પૈસા તરફથી તંગ હાલતનાં, જેથી આપ નામદાર પાસે આવેલ છે માટે ગરીબ અવસ્થામાં આવેલ પોતાની પ્રજાને સહાયતા આપી હાલત સુધરવી જોઇએ છે આવું બીરબલનું બોલવું સાંભળી શાહે કહ્યું કે ભલે જો એમ હોય તો જે રકમ એને જોઇતી હોય તે આપવા ખજાનચીને હુકમ લખી આપો. પછી નગેંદ્રલાલને બોલાવી ખાનગીમાં પુછ્યું કે કેટલા રૂપીઆની હાલ જરૂર છે. લાલે કહ્યું કે માત્ર પાંચસોની જરૂર છે અને તેને એક માસની અંદર પાછા આપી જઇશ તદનંતર ખજાનચી ઉપર હુકમ લખી પાંચસે, રૂપીઆ અપાવ્યા. માશ થમો બે માસ થયા, પણ લાલ સાહેબતો લમણો વાળેજ

સાના ! છેવટે મોકલી લાલને બોલાવી રૂપીઆની ઉઘરાણી કરી એ-
ટલે લાલે જવાબ આપ્યો કે માફ કરજો, મારાથી મુદતસર નાણાં
અપાયાં નથી પણ હવે હું માત્ર દશ દીવસની અંદર વગર ચુકે
આપી જઈશ, એમ કહી રજા લીધી. દસ દીવસનો વાયદો કર્યો
હતો પણ જેને પાછા આપવા હોય તેનો ? પણ જેને મુડીમાં આ-
પવાજ નથી તેને પછી વાયદાનો કાયદો શું કામનો? દસ દીવસને
બદલે બીજા ચાર મહીના ગયા એટલે ફરી સાહેબને યાદી આપી કે,
ફલક પનાહ ! પેલો ૧૦ દીવસનો વાયદો કરી ગયો હતો, પણ તે
તો હવામાં ઉડી ગયો આ તો દયા ડાકણને ખાય એવો ઘાટ બન્યો
માટે હવે તો કઠોર કાયદો અમલમાં લીધા વિના રૂપીઆ પતવાના
નથી / આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી અકબર શાહે એક-
દમ તે લાલને બોલાવી લાવવા હુકમ ફરમાવ્યો તેથી સીપાઈઓએ
તેને લાવી હજુર આગળ રજુ કર્યો, એટલે બાદશાહ ક્રોધવંત થઈ
લાલને કહ્યું કે 'કમરે ! તારો વાયદો કયાં ગયો ? બસ આજે રૂપી-
આ આપ્યા પછીજ જવા દેવામાં આવશે. એમ કહી સીપાઈઓને
કહ્યું કે આ બદમાસને તડકે બેસાડી મુકો સીપાઈઓ તો માત્ર હુક-
મની વાટ જોતા હતા. ખાસા મજેહના તડકામાં લાલને બેસારી દી-
ધા લાલે વિચાર્યું કે આજે કમબખતી આવી પહોંચી, હવે મને
છોડશે નહી, તડકે તો પ્રાણ જાય છે, અને નાણાંના તો ઠેકાણાં
નથી. કેટલાકનાં દેવાં પતવું એમ કહી ધરતી ઉપર લીટા ખેંચી જે
જેનું દેવું હતું તે તેના નામનું લીટું ખેંચ્યું એટલે ફલાણાના ૧૦૦)
ફલાણાના ૪૦૦) ફલાણાના ૮૦૦॥ ફલાણાના ૧૪૦૦॥ એમ ગ-
ણતાં લીટી ખેંચતાં છેવટ બાદશાહના ૫૦૦॥ તેનું અને એક દર-
રોજ શેર અનાજનું પેટનું દેવું તેનું પણ એક લીટું ખેંચ્યું. આ

સઘળો પ્રકાર શાહ ઝરોખામાં બેઠા બેઠા નિહાળતો હતો, લાલ સાહેબ તો લીંટા ખેંચી વીચારમાં પડ્યા, માથું ધુણાવતા ચીંતામાં તલ્લીન થાય અને છેવટે છેલ્લા સીદ્ધાંત ઉપર આવી વિચાર્યું કે, સઘળાનાં દેવાં છે પરંતુ મારી પાસે હશે તો લેશે નહી તો શું લેશે આડી વાટની ધુળ! એમ કહી એક પછી એક લીટા ભુંસી નાખતાં નાખતાં બાદશાહના દેવાનું લીટું આવ્યું તે વખતે ઘણોજ વીચાર કરયો પણ છેવટ તેને પણ હશે તો લેશે નહી તો લેશે શું આડી વાટની ધુળ! શું કરશે કેદ પુરશે પણ તે ક્યાં સુધી? ખાવા આપવું પડશે એટલે છેવટે થાકીને પોતાના મેળેજ કહાડી મુકશે પણ બીજાનું શું કરી શકે તેમ છે આમ વિચારી તે લીટું પણ ભુંસી નાંખ્યું પણ છેલ્લું પેટના દેવાનું લીટું કોઇ રીતે ભુંસી શક્યો નહી, કેમકે તેનું દેવું આપ્યા વિના છુટકોજ નહોતો એટલે લાચાર! આ કામ જોઇ શાહે તેને હજુરમાં બોલાવી પુછ્યું કે તું શું કરતો હતો? અને એ લીટાં કહાડયાં તથા વીચાર કરી ભુસ્યાં અને એક લીટું ભુંસી શક્યો નહી એ શું? લાલે હાથ જોડીને કહ્યું કે ગરીબપરવર વાત પુછવામાં કશો માલ નથી નાહક વાત કહેવાથી હું બમણો ગુન્હેગાર થઇ પડું શાહે કહ્યું કે જે વાત હોય તે ખુશીથી કહે તારા ગુન્હા માફ છે આવું બાદશાહનું બોલવું સાંભળી પુર્વની પેઠે સર્વ હકીકત કહી સંભળાવી, એટલે શાહ બોલ્યો કે બીરબલ! આ તે નાગો છે કે શું? આની પાસેથી આપણે શું લેવાના હતા? બીરબલે કહ્યું કે હજુર સલામત! નાગાને જોવાની ઉતકંઠા ધરાવતા હતા તેથી મારે આ લાલ સાહેબને રૂપીઆ આપવા પડ્યા છે હવે જેમ નામદારની મરજી હોય તેમ હુકમ ફરમાવો. આ પ્રકારે બીરબલનું બોલવું સાંભળી શાહે કહ્યું કે 'હશે' રૂપીયાની ક્યાં માનીકના

પ્રતાપે ખોટ છે પણ જેને જોવો હતો તેને તો જોયો જેથી હું ઘ-
ણોજ ખુશી છું. શાબાશ છે તારી ચાતુરીને, એમ કહી ઇનામ આ-
પી પોતપોતાના આનંદમાં પ્રવર્ત્યો.

## વારતા ૧૦૭ મી.

### ખુદાનો શો હુકમ છે.

રાજ્ય તણો મદ પરહરી સમજે સારાસાર,
તે ઉતમ નરવર સદા વીલસે ભોગ અપાર.        કીશોર.

એક સમય એક ફકીર બાદશાહના હજુર આવી કહેવા લાગ્યો કે હજારો વખત સહનશીલતા રાખે વા હજારો વખત મોટી મોટી કોઇને બક્ષીસો આપે, અથવા તો હજાર વખત સીજદા કે, નીમાજ પઢે પણ તે એક જીવના અંતઃકરણને સતાવે છે તો, તે કારણથી તે સઘળાં સતકૃત્યો સાહેબની દરગાહમાં કબુલ થતાં નથી તો આપ તો નિત્ય હજોરો જણના અંતકરણને સતાવો છો, જેથી આપનાં સત્કૃત્યો કેવળ નકામાં છે, માટે કદાપી કાળે પણ આપની દુઆ તો પ્રભુના દરબારમાં કબુલ થશે નહી શાહે કહ્યું કે ' સાંઇ સાહેબ ! એવો એક ઉપાય છે કે, જેથી હમારી દુઆ—પ્રાર્થના પણ ખુદાની દરગાહમાં કબુલ થાય અને તમને મુક્તિ મળે. શાહે કહ્યું કે—' ત્યારે એ ઉપાય મને કૃપા કરીને બતાવો ' ફકીરે કહ્યું કે તે ઉપાય એ છે કે આપ ખુદાના હુકમ પ્રમાણે ચાલો એટલે બેડો પાર છે. શાહે કહ્યું કે ખુદાનો શું હુકમ છે ? ફકીર બોલ્યો કે ખુદાનો હુકમ એ છે કે, પાપ ન કરો, નેકી કરો બદીને છોડી દો. બુરૂં કરનારનું ભલું કરો અને મારા આશ્રિતોની વખતો વખત સંભાળ રાખો, તથા ઇ-સાફ જરા પણ ન ચુકો. જુઓ કે આ પૃથ્વી ઉપર કેટલા બાદશાહ આવ્યા, પણ આ હુકમ પ્રમાણે ચાલી શકયા નહી, તેથી છેવટે એવી હાલત થઇ કે—

**આયામે ઈસ બાગમેં, ખાલી દામનકુ લે ગયે;**

**ખાક શિરપર દાઘ દિલપર, સીનાં બીરાયાં લે ગયે;**

એજ હેતુ માટે કહું છું કે, જો ખુદાને ખુશી રાખવા ચાહતા હો તો જુદાઇ છોડી દઇ હિંદુ અને મુસલમાનમાં જે ભેદ રચાય છે તે છોડી ખુદાની ખલકને સમાન નજરથી જુઓ અને કોઇ પ્રકારનો પક્ષપાત ન કરો તથા સર્વને ઇન્સાફથી ખુશી રાખો.

શાહ બોલ્યો કે સાંઇ સાહેબ! આ આપની શીક્ષાને હું ખરા અંતઃકરણથી અમલમાં લાવીશ.' ફકીર બોલ્યો કે 'અમારો તો એજ ધર્મ છે કે ખરી વારતા કહેવી, પછી માનવી ના માનવી એ સ્હામાની મરજી ઉપર આધાર છે; બ્રાહ્મણ કહી છુટે અને બળદ કહી છુટે, આ પ્રમાણે ફકીરે રસ્તો માપ્યો. જો કે તે વખતે સાંઇને ઘણા પ્રકારે આજીજી કરી રોકવા તથા ખાનપાનને માટે એક રાત્રિ રહી પછી આપ પધારજો એમ શાહે કહ્યું પરંતુ ભાઇએ તો તે વિષે કશું ધ્યાન દીધું નહી અને ચાલતો થયો. શાહ જ્યારે કચેરીમાં ગયો ત્યારે સર્વ સભામંડળ પ્રત્યે કહેવા લાગ્યો કે હે મારા વજીર દિવાન સરદારો! ખુદાવિન્દ કરીમની કૃપાથી હું આખા હિંદુસ્તાનની બાદશાહી પામ્યો એ માટે હું ચાહું છું કે જે પવિત્ર કામો વડે મારી પ્રજા ખુશી થાય અને મારાથી પ્યાર રાખે તેવાં કામો અમલમાં આણવા યોગ્ય છે. કેમકે જો મારા ઉપર પ્રજાનો પ્યાર હશે તો કોઇ પણ દુસ્મનનો ડર રહે નહી માટે તમો સર્વ એવી તદબીર-યુકિત બતાવો કે; જેથી પ્રજાના દિલમાં મારા પ્રત્યેનો અપુરવ પ્યાર નિવાસ કરે આ પ્રકારનું શાહનું બોલવું સાંભળી બીરબલ બોલ્યો કે આલીજહાં! મારી તો સમજમાં એ આવે છે,—

**ન કરના પક્ષ કીસીકા, ન હોના બે ઈમાન**
**રખકે દીલમે ખોફે ખુદા, ખુશ કરના હર ઇન્સાન**
**મુલ્લાં ફૈઝી બોલ્યો કે—**

મત કર કીસીપે જબરદસ્તી કીસીકા દીલ દુખાના નહી";
અલ્લાને તુજકુ શાહ કીયા, ફીર બે ઇન્સાફ હો જાના નહી,

**ખાનખાના બોલ્યો છે,—**

( ૫૮ ) રાખ્ખો મુહબ્બત રઇવતસે જો તુમ ટટોલો ગરીબો;
કા કલવા જીગર તુમ છોડો તઅસ્સબકો દેખો,
ઉસીદમ હોગી મુહબ્બત કરો જબ અદલ મુમ.

**અબુલફુજલ બોલ્યો કે,**

**મબાસ દરપઇ આજાર હરચે ખીહી કૂન,**
**કેદર શરીયતે માગઉર અજી ગુનાહે નેસ્ત;**
**દિલ બદસ્ત આવર કે હજે અકબર હસ્ત,**
**કર હજારો કાબે યક દિલ ખુસ્તર અસ્ત.**

**અબદુલફતેહ** બોલ્યો કે શાહે જહાંપનાહ,

ખુદા રહેમ કરતા નહી ઉસ શાહપહ નહો રહેમ ઇન્સાફ જીસ્કે જીગરપર
બે આદલીસે આફત પડે કીસ બસરપર પડે ગમકા સાયા ઉસી બાદશાહ
કરો મહેરબાની તુમ અહલે જમીપર, ખુદા મહેરબાં હોગા બરસે પર બરી

**દીવાન ટોડરમલ**—ખુદાવંદે ન્યામત !

**૫૯.**      આયે શાહ અદલ સબકા કરીએ.
જીતરે પ્રાની હઇએ ખુદાકે, સબીકે દુખકુ હરીએ;
અલ્લાહ કમાકર નોશેર ભાંકા, ભવ સાગરસે તરીએ. **આયે.**
ઇસ દુનિયામેં કોઇ નહી અપના, ઇસકો ચિતમેં ધરીએ;
પક્ષકરો ન રાઇ કિસીકા, ખોફ ખુદાસે ડરીએ.      **આયે.**

રાજા ક્રોકલભાસ બોલ્યો કે હિંદપતી,

અદ. જો તુમ અદલસે કરો બાદશાહી પરજાકી રહે સિરકુ ઝકાઇ જોતુંમ

પક્ષ કરો ન કિસીકા બી રાઇ; કાયમ રહેગી સદા બાદશાઇ.

પક્ષ કરો ન કિસીકા બી રાઇ; કાયમ રહેગી સદા બાદશાઇ.

પક્ષ કરો ન કિસીકા બી રાઇ; કાયમ રહેગી સદા બાદશાઇ.

હઠ ફ્રમિંદકા ત્યાગોગે જો તુમ; રહોગે અમનસેં સદાઇ. જો તુમ.

આ પ્રમાણે પ્રત્યેક નરરત્નોની જુદી જુદી કવિતા દ્વાર પણ એકજ રૂપને મળતાં વાક્યો શ્રવણ કરી. શાહ અત્યંત ખુશી થઇ બોલ્યો કે ધન્ય છે મારા શુભેચ્છક હિતચિંતકો ! આ તમારાં હિતવચનો હૃદયમાં ધારણ કરી અવસ્ય હિંદના વિશેઝ ઉદય થવા તમારી સલાહ પ્રમાણે ઉદ્યોગ આગળ ચલાવીશ, અને હિંદુ મુસલમાનો વચ્ચે કસો પણ ભેદ બુદ્ધિ રાખીશ નહી, આવો કેટલોક સમય વારતા લાપ થવાથી કચેરી બરખાસ્ત કરી.

બીજે દીવસે જ્યારે બાદશાહ પોતાના રાજમહેલમાં બીરાજ્યા હતા ત્યારે ત્યાં એવો બનાવ બન્યો કે, એક ગાય આવી જ્યાં બાદશાહ તરફથી એક થાંભલો રોપી અદલ ફરીયાદનો ઘંટ બાંધવામાં આવ્યો હતો એટલે જેને ફરીયાદ કરવી હોય તે આ થાંભલાએ લટકાવેલા ઘંટનો અવાજ કરે, તેથી એ અવાજથી શાહના જાણવામાં આવે કે કોઇ ફરીયાદી આવેલો છે આમ કરવાનું કારણ એ હતું કે, કોઇ બીચારો બીન વસીલદાર ગરીબ નાહક કોઇ અન્યાયી અમલદારના ત્રાસથી ખ્વાર થતો હોય તો તે ખુદ શાહના કાને પોતાના દુઃખની ફરીયાદ પહોંચડવા આ અદલ ઘંટ બાંધેલો હતો ત્યાં ગાય અરજ કરવાના કારણને લીધે પોતાનું શરીર તે સ્થંભની સંગાથે ઘસવા લાગી જેથી સ્તંભ હાલ્યો અને ઘંટ વાગ્યા એટલે

શાહે જાણ્યું કે, કોઈ ફરીયાદી દાદ મેળવવા આવ્યો છે, એમ જાણી બીરબલને કહ્યું કે ' રાજા સાહેબ ! બજાવનાર ફરીયાદીને ઉપર બોલાવો. આ પ્રમાણે શાહનો હુકમ સાંભળી બીરબલ ઉઠી ઝરોખાથી નીચે જોયું તો કોઇ ફરીયાદી નહોતો, પણ ગાયમાતા ઉભેલી હતી, તેથી બીરબલે શાહને વિનવ્યું કે હજુર કોઇ ફરીયાદી નથી, પણ હવાના જોરથી ઘંટનો અવાજ થયો છે. આટલું બીરબલ બોલી રહ્યો એટલામાં ફરી બીજો અવાજ ગયો, તેથી શાહે બીરબલને હુકમ કર્યો કે–ઘંટ કોણ બજાવે છે ? ફરી બીરબલે જઇ જોયું તો, ગાય થાંભલાની સાથે પોતાનું શરીર ઘસતી હતી, તેથી શાહને કહ્યું કે ગરીબ પરવર ફરીયાદી કોઇ ગરીબ મનુષ્ય નથી આટલો શબ્દ બોલતામાં ફરી જોરથી ત્રીજો અવાજ થયો ત્યારે શાહે મનમાં વિચાર્યું કે આજ દીવસ સુધી કોઇ વખત હવાથી ઘંટ વાગ્યો જાણ્યો કે જોયો નથી; છતાં બીરબલ કહે છે કે, પવનના જોરથી ઘંટ વાગે છે એ કેવળ અસંભવિત છે; કેમકે કોઈ ફરીયાદી તો હશે પણ શું કારણ માટે તેની દાદ મારે કાને ન પહોંચાડવા આ પ્રમાણે બીરબલ યત્ન કરતો હશે ? હું ધારૂં છું કે, વખતે કોઇ બીરબલનો સતાવેલોજ ફરીયાદી આવ્યો છે, જેથી બીરબલ પોતાનો શત્રુ સમજી મને આમ સમજાવે છે; પરંતુ તે સંબંધી પછીથી બીરબલને પુછવું યોગ્ય છે આમ વિચાર કરે છે એટલામાં તો ફરી ચોથીવાર ઘંટ વાગ્યો, તેથી જરા કોપ કટાક્ષ કરી કહ્યું કે ' રાજા સાહેબ / તમે બરાબર ધ્યાન આપી જોતા નથી, પણ આ ઘડી ઘડી કોણ ઘંટ વગાડે છે, તે જાણવા માગું છું; કેમકે મનુષ્યના વગાડયા વગર પવનથી કોઇ વખત પણ કેમ હાલ્યો નથી ? માટે બરોબર તપાસ કરી કહો કે કોણ ફરીયાદી છે. જ્યારે ફરી શાહના હુકમથી ઝરોખામાં જઇ નિગાહ કરી

તો તેજ ગાય ઘંટના પાસે ઉભી હતી તેથી બીરબલે વિચાર્યું કે હાલમાં ગાયોનો વધ થાય છે. માટે તે ગાય માતાનો વધ થતો અટકાવવા આ વખતે ઠીક પ્રસંગ મળ્યો છે, જેથી યુક્તિ લઢાવી હિંદુઓના અંતઃકરણ દુભાતાં અપવિત્ર પુજ્ય ગૌમાતાનુંઅસત્ય સંકટ બંધ પાડું, આ પ્રમાણે વિચાર કરી શાહને કહ્યું કે કિબ્લે જહાં? ઘંટ વગાડનાર ફરીયાદણ એક અગવડથી દુર કરનારી માતા છે, તેના ઉપર ઘણોજ જુલમ ગુજર્યો છે, જેથી આંખમાંથી આંસુ વહેવરાવતી આપ હજુર આવી છે માટે જો હુકમ હોય તો નીચે જઇ તેની ફરીયાદનો સાર સમજી આવું શાહે કહ્યું કે તમે નિચે જઇ તે માતાને ઉપર લઇ આવો હું જાતેજ તેની ફરીયાદ સાંભળવા ચાહુ છું કે તેના ઉપર શું જુલમ ગુજર્યો છે બીરબલ બોલ્યો કે આલમપનાહ આપ આ ઝરોખાથી નેક નજરથી એ માતાને જોઇ લ્યો કેમકે તે પોતાની વૃદ્ધાવસ્થાના સબબથી ઉપર આવી શકે તેમ નથી શાહ બોલ્યો કે ખેર જો તે અહીંયાં ન આવી શકે તો હું તેને ઝરોખામાંથીજ જોઇ લઇશ અને તમે નિચે જઇ તેનો વૃતાંત પુરેપુરી રીતે જાણી આવો, પછી શાહે વિચાર્યું કે બિરબલ પ્રથમ તો કેટલા વખત સુધી ઘંટ વાગવાનું કારણુજ બતાવતો નહોતો જ્યારે જરા હું ગુસ્સે થયો ત્યારે બતાવ્યું કે એક માતા ફરીયાદ કરે છે જેથી કાંઇક આ વાતમાં વખતે ભેદ હોય એવી શંકા રહે છે માટે બીરબલના જાણવામાં ન આવે તેમ ઝરોખામાંથી બીરબલ નીચે જઇ શું કરે છે તે જાણવું જોઇએ એમ વિચારી ગુપ્ત રીતે ઝરોખામાં જઇ શાહ જોવા લાગ્યો તો એક ગાય ઝરોખા સામુ મોઢુ કરી આંસુ વહેવરાવતી જોઇ રહી હતી અને તેના શરીર ઉપર કોઇએ માર માર્યો હોય તેવાં નીશાનો પણ જણાયાં આ પ્રમાણે ગાય માતાની

હાલત જોઇ શાહ પોતાના મન સાથે કહેવા લાગ્યો કે અહા ખુદાની કુદરત છે કે એક જાનવરને પણ આટલી બધી સમજ શકિત આપી છે કે જ્યાંસુધી મેં એના તરફ જોયુ નહોતું ત્યાંસુધી ઘટ હલાવતી હતી પણ જ્યારે મેં આવી તપાસ કર્યો તે વખતે જોઇ આંસુ ઢાળે છે વાહ ! ખુદાની કુદરત ખુદાજ જાણે છે પરંતુ હવે જોઇએ કે બીરબલ એની પાસે જઇ શું કરે છે ? એમ વીચારી શાહ ગુપ્ત રીતે ચરિત્ર જુવે છે કે બીરબલ ગાયની પાસે જઇ ગાયના કાન પાસે પોતાનું મ્હોડુ રાખી જેમ કોઇ વાત સાંભળતો હોય તેમ મ્હો લગાવી ઉભો અને ગાય સ્વભાવિકપણે પોતાનુ મોં હલાવતી હતી તેથી જણાતું હતું કે જાણે ગાય ઠીક છે એમ કહી ઉભી રહેલી છે ફરી બીરબલે પોતાનો કાન ગાયના મુખ આગળ રાખી પોતે માંથુ હલાવ્યા કરતો જાણે હા હા કહેતો હતો, તે પછી બીરબલ ફરી ગાયના કાન પાસે મુખ રાખી એટલે શાહ અજાયબો થઇ પુછવા લાગ્યો કે બીરબલ, માતાજીએ શું કહ્યું બીરબલ બોલ્યો કે—જહાંપનાહ ! માતાજી એમ કહે છે કે.

હું આપના દ્વારે આવીછું માટે ઇનસાફ આપવો જોઇએ છે, અમે ગરીબ પશુ છીએ તેની અરજ સાંભળવી યોગ્ય છે. વળી મેં સાંભળ્યું છે કે, આપ સર્વની ફરીયાદ સાંભળો છો, જેથી મને ન્યાય મળવો જોઇએ કે, અમને હિંદુઓના રાજ્ય ગણતા હતા જો કે પહેલા યવન લોકો પણ મારતા નહોતા; પણ હિંદુસ્તાનમાં આવ્યા પછી શા કારણથી ખીજવાઇ મારવા લાગ્યા છે એ સમજાતું નથી ! અત્યાર સુધી અમે યવનોનું કશું બગાડયું નથી છતાં એ શા માટે અમારો વધ કરે છે એ જાણવું જોઇએ છે અમો વન વનમા ફરી ઘાસ ચરી પોતાનુ પેટ ભરીયે છીએ; પણ ખાવાનું માગતી નથી

અને માતાની સમાન ઘેર બેઠે મીઠું દૂધ પાઇએ છીએ, જેથી શું નેકીને બદલે ગરદન કાપવી એજ યોગ્ય છે ? વિના ગુન્હે મરીએ છીએ; છતાં કોઇ પણ અમોને અસહ્ય દુખથી છોડાવતુ નથી, તેમ ન્યાય પણ કોઇ કરતું નથી તે વખતે હમારે શું કરવું ? માત્ર જો અમારી વ્હારે ચઢનાર જોઇએ તો એક તમો શાહ છો માટે દાદ સાંભળી રક્ષણ કરો.

આ પ્રકારે ગૌમાતાની ફરીયાદ છે હવે જેમ જહાંપનાની મરજી હોય તેમ કરવા સરકાર ધણી છો.

આવા પ્રકારનું બીરબલનું બોલવું સાંભળી શાહ ઘણોજ ખુશી થયો અને હુકમ કર્યો કે હાલ તો ગૌમાતાને આપણી ગોશાળામાં મોકલો અને કચેરીના સમયે કચેરીમાં લાવી તેના દુઃખ નિવારણ માટે યોગ્ય રચના કરીશું.

તે વખત પછી બીરબલ તે ગાયને ગોશાળામાં સીપાઇ સાથે, મોકલાવી દીધી અને જ્યારે કચેરી ભરાઇ તે વખતે પુનઃ ગોમાતાને તે વખત મંગાવી ઉભી રખાવી, તે જોઇ શાહ બોલ્યો કે આ ગાયે કાન શા માટે ઉભા કર્યા છે ?

એવું પ્રશ્ન સાંભળી નરહરી કવી બોલ્યો કે 'મહારાજાધીરાજ આ ગોમાતાના કાન ઉભા કરી એમ બતાવે છે કે મેં મારા કાનોથી એવું સાંભળ્યું છે કે,

છપ્પય.

નેક બખ્ત દિલપાક, સખી જાતા મરદ સઉર નર,
અવલઅલી ખુદાય, દિયો વિસ્તાર મુલકજર;
તુમ ખાલસ બહુ યેશ, કિયા ખુદા અલબતર,
વહતી બખ્ત બુલંદ, તમે દુનિયા પર,

રહીમ ઓર સાંઈ તુરગોય કવિ નરહર ગુણ્તન ચુની,
અકબર ન બરોબર બાદશાહ, મન દિમર ન દીરમ દર દુની,
વળી ગૌમાતા હાથને બદલે કાન જોડી કહે છે કે

છપ્પય.

અરિહુ દંત તણુ ધરહિં, તાહિ મારત ન સબળ કોઉ,
હમ સતમ તણુ ચરહિં, બેન ઉચરહી દીન હોઉ;
મધુર ન હિદહિ દેહિ, કડુક તુરકે હિ ન પિયાવહિ,
પેજુ એક હમ જનહિ પુત જગહિત મન ભાવહિ;
કહે નરહરે સુન શાહવર, વિનવંત ગૌ જોરે કરન,
કહી કોન ચુક મોહી મરીયત મુએહી ચામ સેવત ચરન.

પછી બીરબલ બોલ્યો કે જેમ સંત લોકો સદા જગતના જીવોનું કલ્યાણ કરે છે, તેમ ગૌમાતા પણ હીંદુ, મુસલમાન, પારસી કે કસાઇ ગમે તે હો; પરંતુ શતરૂ કિંવા મીતને સમાન રીતે મીઠું દુધ, દહી, ઘી, માખણ અને છાશ વગેરે ઉતમ પદાર્થો આપી અમુલ્ય જીવના આધાર ભુત બને છે, વળી તેના સંતાનો બળદ ખેતીના કામમાં પુર્ણ મદદ આપી અનાજ ફળ ફુલને ઉત્પન્ન કરે છે, ગાડી ગાડાનો ભાર સહન કરી વીકટ પંથને કાપી પોતાનાં બાંધવોની ધારણા પાર પાડે છે અને આખી જીંદગી પર્યંત સેવા બજાવે છે; એટલુંજ નહી પણ મુવા પછી પોતાના ચામડા તમામના પગનું રક્ષણ કરી અમુલ્ય સેવા બજાવે છે; છતાં તેવી હિતકારી ગૌમાતાની કુરબાની કરવામાં આવે છે એ ખરેખર સદા શોચજનક પ્રકાર છે ! જો એ ગોકુશી—ગાયનો વધ થવો બંધ થાય તો હીંદમાં હીંદુ મુસલમાનો વચ્ચે જે વખતો વખત તકરાર અને ઘોર યુદ્ધ થાય છે તે થતાં બંધ પડે અને હિંદુ મુસલમાનો વચ્ચે અત્યંત

ખ્યાર વધે, એમાં જરાપણુ શક નથી.'

આવા મતલબને મળતીજ પુષ્ટિ પંડિત જગન્નાથ, દીવાન ટોડરમલ રાજા ફ્રાકીલાસ આદિ આર્ય વરગ અને શાહર ફૈઝી, અબુલ ફજલ, હકીમ હમામ, અબ્દુલ કતે અને નવાબ ખાનખાના વગેરે મુસલમાન મંડળે પણ હદીસ, કુરાન તથા રસુલીલ્લાના ફરમાનો અને દાખલા દલીલ આપી ગાયનો વધ કરવો બીલકુલ લાયક નથી એમ પોતાનો મર્મ પ્રદર્શીત કર્યો કે ' જો આપની અને હીંદની ભલાઈ ચાહતા હોતો; ગોવધ બંધ કરવો ઘટે છે અને ગૌ વધ બંધ કરવાથી ઘણાજ ફાયદા છે. વગેરે વગેરે નવ રત્નોએ અભીપ્રાય આપ્યા. જેથી શાહે વિચાર્યું કે બેશક સાવધ થતો અને અટકાવવો ઘટે છે, ગોવધ થવાથી અનેક પ્રકારનાં નુકશાનો થાય છે અને વીશેષ નુકશાન તો એ નજરે જણાય છે કે હિંદુ મુસલમાનોના વચ્ચે નિરંતર લઢાઇ થયા કરે છે, બીજું ખેતીવાડી તથા ભાર ઉપાડવાં–ખેંચવામાં ગોવધથી બળદહનો નાશ થવાને લીધે મહા અડચણ પડે છે માટે ગોવધ બંધ કરવોજ યોગ્ય છે ગૌવધ બંધ થવાથી મુસલમાનોને કશુ નુકશાન થનાર નથી અને હિંદુઓનું તો પુજક પ્રાણી હોવાથી તેના વધના કારણથી પોતાનાં લોહી રેડવા તૈયાર થઇ જાય છે. જેનાથી જેને ફાયદો થતો હોય તે વસ્તુનું અવસ્ય રક્ષણ કરવું ઘટે છે, જેથી બાદશાહી અમલ પણ ઘણો વખત કાયમ રહેશે ' આ પ્રમાણે નિશ્ચય કરી ફૈઝી પ્રત્યે હુકમ કર્યો કે ' શહેરમાં ઢંઢેરા ફેરવી દ્યો કે, આજથી કોઇ ગૌવધ તથા બળદનો વધ કરે નહી અને કરે તો તેના હાથ તથા તેને મદદ આપનારની આંગળીઓ કાપી નાંખવામાં આવશે.

આ પ્રમાણે શાહનો હુકમ થતાં વેંતજ ઢંઢેરા ફેરવી ગોવધ

બંધ કરાવ્યો અને તેજ કારણથી અકબરશાહ હિંદુઓને વિશેષ પ્રિય થઇ પડયો વાહ ધન્ય છે નેકન્યાયી અકબરશાહને ! અને ધન્ય છે તેમની સભાનાં નવ રત્નોને કે જેણે દુષ્ટ કરમો થતા અટકાવવા નિરપક્ષપાતપણે યોગ્ય સલાહ આપી હિંદુ મુસલમાનોને પરસ્પર પ્યાર કરાવી શાહની કારકીર્દિ ઉજવળ કરી શાહના નામને અમર કર્યું તથા તે સાથે પોતાના નામોને પણ અમર કરી આર્ય પ્રજાનો શુભાર્શિવાદ લીધો ! ' જાકી શોભા જગતમે તાકો જીવિત ધન્ય, જીવતહિ મુવે ભલે ( કે ) સુણી કુશોભા કન્ન.

# ભાગ તેરમો.

## વારતા ૧૦૯ મી.

### બાદશાહ બદબખ્ત.

કવિ મન કેરો ભાવ, કાવ્ય વિષે ઝળકે સહી. ગંગાધર.

એક વખત અકબરશાહ જોધપુર વાળી બેગમના મેહેલમાં બેઠેલ હતો તે વખતે અનેક પ્રકારના હાવભાવ સાથે કામકુતુહલની ગમત ભરી વાતો ચાલતી હતી તેવામાં શાહે કહ્યું કે, જેવા રાજસભામાં વિદ્યાવિનોદનો આનંદ આમ થાય છે સાંભળી હુરમ સાહેબે પુછ્યું કે—જ્ઞાન ચર્ચા ચાલે છે કે સાહિત્યનો વિષય તો શાહે કહ્યું કે જ્ઞાન ચર્ચા તો કોક વખતેજ ચાલે છે પણ સાહિત્યનો વિષયતો નિરંતર કાંઇને કંઇ હોય છેજ તેમાં પણ બીરબલની ગમત તો ઓરજ છે! હાલમાં એક પાદ પુરતિનો દુહો બનાવ્યો છે તે બહુજ ખુબી વાળો છે ? હુરમ બોલી કે શીરછત્ર ! હું પણ કાવ્યકળાના વિષયને જાણુનારી છું જેથી તે પાદપુરતિ સમસ્યા કહી સંભળાવો, કદાચ મારાથી પુરણ થાય તેવી હશે તો તે માટે લક્ષ પહોંચાડીશ શાહે કહ્યું કે

તેમ થાય તો ઘણી ખુશીની વાત લે સાંભળ સારે—અહો સત્ર જા-
ગ્રત બડે, મમરક્ષક મહાશક્ત યોં કહુ સુખે સુવે સદા—

આ સમસ્યા સાંભળી હુરમે હસીને કહ્યું કે નામવરની ઇચ્છા છે તો હું પણ મારી શક્તિ પ્રમાણે પાદપુરણ કરીશ, પણ બાળા શાહજાદાને હમણાં કેટલીક વારથી સાંભરેલ નથી, તેથી ત્યાં જવા આતુર છું જો આપ પણ ત્યાં પધારશો તો બાળવિનોદ જોઇ વિશેષ આનંદ થશે.

આવું હુરમનું બોલવું સાંભળી શાહ પણ જ્યાં બાળા શાહજાદા સુતો હતો ત્યાં ગયો અને જઇને જુવે છે તો પારણામાં હાથ પસારી ફેલાવી ભર ઉંઘમાં પડેલો છે હરતુ પુનમચંદ્ર સમાન મુખ પ્રફુલ્લિત થઇ રહ્યું છે વાતસલ્ય પ્રેમથી બન્ને જણુ તેના મ્હોં તરફ કેટલીકવાર સુધી જોઇ રહ્યો એટલામાં તેની ભમર સંકોડાઇ અને તેને પાસુ ફેરવ્યું તથા જરા આકારો મ્હોં બહાર નીકળ્યો એટલામાં તો હુરમ તુરત તેની આસ્વાસના કરવા લાગી, પયપાન કરાવ્યું અને મુખારવિંદ વિકરવર થયું જો કે શાહ બાળા શાહજાદાની નજીક આશરે પા કલાક ઉભો રહ્યો હશે તેટલીવાર માંતો કેટલીક વખત હુરમે તેની સાળ સંભાળ લીધી; પરંતુ બાળ શાહજાદા તો નિશ્ચંતપણે નિંદ્રા લેતો હતો કેમકે બાદશાહને પુર્ણ વિશ્વાસ હતો કે મારી સદા સંભાળ લેનાર હાજર છે. આ આનંદકારી પ્રકાર જોઇ શાહ બોલ્યો કે ' ખરેજ આ જગતમાં માતુશ્રીનો બાળક ઉપર પ્રેમ અને બાળકનો માતુશ્રી ઉપર દ્દઢ વિશ્વાસ અવર્ણનીય પ્રકારેજ હોય છે એમાં જરાપણ શક નથી તે સમયે હુરમ બોલી કે ' શીરતાજ ! બીરબલની સમસ્યાનું ચરણ આપ સમક્ષજ સાક્ષાત્કાર પુરણ થઇ ચુક્યું છે એમ કહી બોલી કે—

**અહો રાત્ર જાગ્રત ખડે, ભમદક્ષક મહાશકત;**
**યોં કહા સુખે સુવે સદા, બાળક માતાશકત.**

બેશક બાળક જે માની પ્રીતિમાં આશકત છે, તે હમેશાં એમજ જાણે છે કે, અહો નિરંતર મારી સંભાળ મારે જાગ્રત રહે છે, વળી મારી મહા શકિતમાન છે, એમજ તે સમજે છે અરે દુખ થાય તેમાંથી દુર થઇ શકે તેવું હોય કે ન હોય, પણ બાળકતો એમજ દઢ વિશ્વાસથી જાણે છે કે—મારી મા તે દુખ દુર કરશે, તેથી તે નીરાંતે સદા સુખમાં સુવે છે, એતો આપે પ્રત્યક્ષ જોયું અને તેથી મેં મારી અબળાની બુદ્ધિ પ્રમાણે એ સમસ્યા પુરણ કરી.

અકબરશાહ તો આ શાહાત રીતે દાખલા સહીત સમસ્યા પુર્ણ કરવા વિષે હુરમની ચતુરાઇ જોઇ ઘણોજ પ્રસન્ન થયો અને હર્ષથી બોલી ઉઠયો કે ધન્ય છે પ્રિયા તારી રસીકતાનો તમે રજપુતાણીઓ તમારી ચતુરાઇથીજ વખણાઓછો એમાં કાંઇ આશ્ચર્ય નથી અને મને ખાત્રી છે કે તમારી પેઠે પાદપુરતિ સમસ્યા મારી સભામાંના પંડિતો કરી શકનાર નથી.

બાદશાહને તો ઉકત સમસ્યા પુરતિ બહુજ સારી લાગી તથા આશા વધી કે સભામાં સ્થિત થનારા પંડિતો એથી હવે શું વધારે કહી શકશે તે જાણવા મન તલપી રહ્યું હતું તેથી દરરોજના નિયમ કરતા તે દિવસે કચેરી વહેલી ભરી અને સભામાં પંડિતોનું આગમન થતાંજ અન્યને કશું ન પુછતાં ઉકત સમસ્યાજ આગળ ધરી, અને કહ્યું કે જોઉં હવે એ કોણ પુરી શકે છે યાદ રાખજો કે એ સરસ્વતિ કુદરત છે તેથી જો તમે આળસમાં રહ્યા તો તમારી અને આ સભાની સોભા રહેનાર નથી.

આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી સભામાં બેઠેલા સર્વ

પંડિતો પોતપોતાના કાવ્ય તરંગને આગળ વધારે પાદપુરતિ કરી પરંતુ અકબરશાહે એની ઉપર આટલો ભાર મુકયો હતો, તેથી સઘળા વિચારમાં પડયા હતા; એટલામાં તો ઉતાવળીઓ અને પતરાજી ખોર મીયાં લબે બોલી ઉઠયો કે જહાંપનાહ ! એનો શો ભાર છે આપનો હુકમ હોય તો હું પણ આ સમસ્યાનું પદ પુરૂં કરી આપું શાહે કહ્યું કે કોઇને મના છેજ નહી જે જેના મનમાં આવે તેમ સમસ્યા પુર્ણ કરી બતાવો, આવો હુકમ સાંભળી મીયાં લબે હીમતથી બોલ્યો કે ચોથુ પદ આ પ્રમાણે હોવું જોઇ કે' અકબરશાહ—અબ જગત ' હમણાં આખુ જગત નિરાંતે ઉંઘે છે કેમકે આપ જેવા મહા શકિતમાન અને જાગરૂત બાદસાહ તેમણે માથે વિદ્યમાન છો બોલ બીરબલ તારૂ ચોથુ પદ આજ છે કે બીજુ ? જો મારૂ ચરણ લાગુ ન પડતું હોય તો તેનું કારણ બતાવ શું એ પ્રમાણે અકબરશાહનો પ્રતાપ નથી.

અકબરશાહને આ ખુશામતીયું પદ પસંદ પડયું નહોતું, કેમકે એના મનમાં તો જોધપુરવાળી બેગમનો રસમય અર્થજ રમ્યા કર્તો હતો તો પણ મીયાં લબેની તજવીજ જોઇ હસવું આવ્યુ કેમકે મીયાં લબે એ એવો પેચ ગોઠવ્યો હતો કે સઘળા સભાસદોને કહેવું જ પડયું કે બરોબર તથા કારણ કે શાહનો પ્રતાપ એવો નથી, તે પણ કહી શકે તેવું હતું નહિ એટલે હાજ કહેવી પડી તેથી બીરબલ પ્રત્યે પુછયું કે કવિરાજ આપણુ તમારૂ હોય કે નહી તમારી શારદા પણ મીયાં લબેની પેઠે મારી તારીફ કરવામાં હોંશીયાર હોય એમ જણાય છે મીયાં લબે વચનમાંજ વગર આચકે બોલી ઉઠયો કે સચ હે કિબ્લે આલમ આપકી બુદ્ધિ એસી હઇ, બીરબલે જોયું કે મીયાં તો પોતાનોજ કક્કો ખરો કરવા મચ્યા છે તેમ એ અર્થ ફેરવી થા-

હને માઠું ન લાગે એવી રીતે કેવા પ્રકારે બીજો અર્થ ગોઠવવો? તે વિષે સુઝ પડે નહી તો પણ ધૈર્યતા સાથે એટલો અંદેનિવાજ ! શીરદાકત પદ એ હોય નહી તેમ અહિંયા લાગુ થાય છે કે નહી તેનો ખુલાશો પણ આપ જેવા કદરદાન શહેનશાહ અને જગન્નાથ પંડિત જેવા વિચિક્ષણ નર બીરાજ્યા છે ત્યાં મારે બોલવું એ બે-અદબી ભર્યું છે એમ બોલી જગન્નાથને ઇસારો કર્યો તેથી જગન્નાથે કહ્યું કે નામવર બીરબલ ખરૂ કહે છે આવું છેક અર્થ રહિત બોલે તેને બતાવવા તેમાંજ શરમ છે, આ વાકય સાંભળી તમામ સભા-સદો ચમક્યા શું એ એમ કહેવાની શક્તિ ધરાવે છે કે બાદશાહનો એવો પ્રતાપ નથી તે સાંભળી મીયાં લબે બોલ્યા કે પંડિતરાજ ત્યારે શું મારો અર્થ ખોટો છે તે કહી બતાવો, પંડિતરાજ બોલ્યા કે મીયાં સાહેબ બાદશાહસાહેબની રજા હોય તો કહી બતાવવા તૈયાર છું શાહે કહ્યું કે ' ખુશીથી કહો જગન્નાથે કહ્યું કે ' અધિપતિ ! મિયાં લબે તો શું કહેવાના હતા પણ ત્રણ ભુવનના વાસીયો કહે છે કે આપણા અપુર્વ પ્રતાપના બળે આપની પ્રજા સુખી છે અને નિરંતર નિરાંતે ઉંઘે છે, પણ અફસોસ ! એ અર્થ આની સાથે સંબંધ ધરાવતો નથી; કેમકે જો એને પ્રજાની ઉકિત ગણીએ તો ' મમરક્ષકને ' બદલે ' હમરક્ષક ' કહેવું જોઇએ. બીરબલે હસીને મીયાં લબેને કહ્યું કે મીયાં સાહેબ પંડિતરાજે તો આપના ચોથા ચરણુને મુળમાંથી કાપી નાંખ્યું. મીયાં લબેએ જવાબ આપ્યો કે ' છટ વનચર ચાર ચરણુ તો તનેજ કાયમ થાઓ, આદમીને તો બે ચરણુ ખરા છે આવું અવિચારી બોલવું સાંભળી બીરબલે તેવો જ સજડ ફટકો માર્યો કે સત્ય છે મારા પ્યારા પણ તે ત્રણુ ચર-ણુવાળા તું તો આદમીમાં પણ નહી તેમ વનચરમાં હેવાનમાં પણ

ન રહ્યો તેનું શું કરવું. આ પ્રમાણે ચકમક ખરવા લાગી એટલામાં તો બાદશાહે રાજા માનસિંહના સામું જોઇ પુછયું કે રાજા સાહેબ આપ આ સમસ્યાને શી રીતે પુરો છો ? રાજા માનસિંહ તો સલામ કરી નમ્રતાથી આટલુંજ કહ્યું કે બાદશાહ બડભખ્ત.

આ સમસ્યા સાંભળી કેટલાકે તો ધાર્યું કે હે મહા ભાગ્યવાન બાદશાહ આટલું બોલી રાજા સાહેબ તો ચુપ રહ્યા તેથી સઘળાઓ આ પ્રમાણે અરથ સમજ્યા કે મારા સુભટ સરદારો મહા બળવાન અને મારૂ રક્ષણ કરવામાં અહોનિશ જાગતા ઉભા રહે છે એમ નશીબવાળા રાજાઓ સદા નિરાંતે ઉંઘે છે.

જો કે રાજા સાહેબે આ પ્રમાણે અરથ દરશાવ્યો, પણ આત્મબળના આધાર રાખનાર શુરા શાહ અકબરને આ અરથ રૂચ્યો નહિ. તેથી શાહે કહ્યુ કે રાજા સાહેબ આપના જેવા સરદારોની તો એમાં ખુબી છે પણ બાદશાહોને માટે એ કંઇ સારી રાજનીતિ ગણાય નહી આટલું બોલી અબુલફજલના સામુ જોયું કે તુરત તે ચતુર કારભારી બોલ્યો કે નેક નામવર ! મોટા મુનશીઓ ડાલ અને દાલમાં તફાવત ગણતા નથી માટે આપે પણ ન ગણવો જોઇએ. એમ કહી રાજા સાહેબના ચરણનો અરથ ઉથલાવી બોલ્યો કે—બાદશાહ બડભખ્ત

અબુલફજલના આ શબ્દ ઉપરથી શાહ વગેરે સઘળા મન પ્રસન્ન થયાં; પણ રાજા સાહેબને તો બહુજ માઠું લાગ્યું; કેમકે માનસિંહ ખબરદાર, વિચારવંત, થોડા બોલો અને બોલેલું પાળનારો હતો તેથી પોતાના બોલનું ખંડન થયું જાણી ગુસ્સે થયો અને બોલી ઉઠયો કે—મારી સમસ્યા પુરતિમાં ઉત્તમ રાજનીતિ રહેલી છે અને જો તે આ સભામાં કોઇથી ન સમજાઇ હોય તો

તે સમજાવવા તઇયાર છું આવા આવેશ ભરયા શબ્દો સાંભળી શાહે જાણ્યું કે રાજા સાહેબને માઠુ લાગ્યું તેથી પોતે ફરમાવ્યુ કે—રાજા સાહેબને જાતે તે બાબત તસ્દી લેવી પડે તે ઠીક નહી. એટલું બોલી સભામાં બેઠેલા કવી પંડિતોને કહ્યું કે રાજા સાહેબના વાક્યનો ગુઢારથ કોઇ સમજાવી શકે તેમ છે ? આવું શાહનું બોલવું સાંભળી એક એકના મુખ તરફ નિહાળવા લાગ્યા ત્યારે શાહે જગન્નાથ તરફ નજર કરી એટલામાં બિરબલ હિંમતથી બોલી ઉઠયો કે એ દુહાનો પ્રસંગ સમજ્યા વગર એની ખુબી સમજાય નહી આપના જેવા પ્રરાક્રમી હિંદપતી વિક્રમાજીત એક સમય નગર ચરચા જોવા અંધાર પિછોડો ઓઢી નિકળે છે તેવાજ બારણા આગળના રક્ષકોએ કોણ એ કરી ગરજના કરી તેમજ મહેલની આસપાસ સો સો સુભટો હાથમાં ખુલ્લી તરવારો લઇ પેહેરા ભરતા હતા તે પણ તેવાજ જાગરૂત માલમ પડયા તેથી પોતે અદ્રસ્ય થઇ નગર ચરચા જોવા ચાલ્યા, જ્યાં જુવે છે ત્યાં ચોકીદારો ઉભાને ઉભાજ દીઠા, શહેરમાં તમામ દરવાજે ફરી વળ્યા પણ કોઇ રખવાળો ઉંઘતો કે બેઠેલો દીઠો નહિ, તેથી તેમણે પ્રસન્ન થઇ છેલ્લા દરવાજા આગળ પહોંચતાં કહ્યું કે અહો રાત્ર જાગરત ખડે, સમરક્ષક મહાશકત.

આટલો બબ્દ સાંભળતાં વેંતજ ત્યાંના પહેરેગીરા તે શબ્દને અનુસારે તેના ઉપર વાઘની પેઠે કુદી પડયા અને કાંડુ ઝાલી બાધવાની તઇયારી કરવા લાગ્યા એટલે હું બાદશાહ છું એમ સુચવવાને માટે ઉપરની લીટી જાતે ફરીથી બોલ્યા તેથી ચોકીદારો સમજ્યા તો ખરા કે આપણો રાજા છે, પણ સ્પષ્ટપણે બોલવાને સારૂ તેણે જવાબ આપ્યો કે—યોં કહ સુખે સુએ મહા બાદશાહ

બડભખ્ત.

મતલબ કે અમારો બાદશાહ એમ સમજે છે તેથીજ તે આ સમય નિરાંતે સુતો હશે અને તમે તો કોઇ ચોરજ છો, કેમકે અમારા બાદશાહને તો પોતાના સરદારોનો આટલો અવિશ્વાસ ન હોય એમ વ્યંજન કરી પોતાની જાગરૂતી બતાવી તેથી વિક્રમરાજા ખુશી થયો અને તે પહેરેગીરોને સવારમાં સભા મધ્યે બોલાવી અમુલ્ય શિરપાવ આપ્યો, માટે મહારાજ આ રીતે પ્રસંગ સમજતાં આ દુહામાં રાજનીતિનો કાંઇ દોષ આવતો નથી એમાં સરદારોની ભક્તિ તથા બાદશાહની કદરદાનીજ વર્ણવેલી છે.

બાદશાહે કહ્યું કે ' શાબાશ રાજા સાહેબ તમારૂ બોલવું બહુ શુદ્ધ છે વારૂ હવે બીજા કોઇને આ સમસ્યા પુરણ કરવાનું મન છે ? આવો શાહનો પ્રશ્ન સાંભળી વિષ્ણુસ્વામી નામના એક ગોસાંઇ હતા તેમણે કહ્યું કે, " આરથારૂઢ હરિભકત,

હરિનું નામ સાંભળી મુલ્લાં જનુનુદીન તો બહુ ચીડવાઇ ગયા કોઇ ભલા મુસલમાને કહ્યું કે હરિ કહો કે રામ કહો પણ અરથ તો એકજ થાય છે, વસ્તુ એક છે તો નામને માટે ખોટી તકરાર શા માટે કરવી જોઇએ, આ શબ્દ સાંભળતાં મુલ્લાં તો હાથ પછાડી છેક મીજાજને તરફ ઉડાવી બોલ્યો કે—અરે મુજી તું શું સમજે છે. દીનમાં વસ્તુ છેજ ક્યાં આ માત્ર નામનીજ તકરાર છે જો કે જનુનુદીનમાં જનુન સિવાય ખરા દીનની સમજ જરાપણ નહોતી; તદપિ આ શબ્દ ઉપરથી તો માફ જણાઇ ગયું કે માત્ર તકરાર શીવાય કશો ધર્મ સમજ્યોજ નથી તેથી શાહના લોકો તો કંટાળી સાથે હસી તેને મુરખ ગણવા લાગ્યા પણ મુલ્લાં તો પોતાના ડહાપણમાં તે બહાદુરી સમજતો હતો, તેથી બોલી ઉઠયો કે બાદશાહ તું મુ-

સન્માન છે કે કાફિર અફસોસ અફસોસ હું હવે મારી પેરીમાં મારા ચસ્મોથી શું દેખું છું બીરબલ ધીમે રહીને બોલ્યા કે કાંઇજ દેખતા નથી, પ્રથમ અલ્લાનેજ નથી દેખતા તો પછી બીજું શું દેખો આવું બીરબલનું મારમિક બોલવું સાંભળી ચોપદારથી તે બાદશાહ સુધી સરવને ખડખડ હસવું આવ્યું.

એટલામાં રાજા ટોડરમલ સભામાં આવી પહોંચ્યાં, એ હિંદુ બિજા સભાસદોની પેઠેજ ચતુર અને વિચિક્ષણ હતો, પણ પોતાના મહેનત ભરેલા જમાબંદીના કામમાં એટલો બધો ગુંથાયેલો રહેતો હતો કે એને આવી વીદ્યા વિનોદના મંડળીઓમાં આવવાનો ભાગ્યેજ અવકાશ મળતો હતો તેથી બાદશાહે તેને વિસેષ આવકાર આપ્યો અને અત્યાર સુધી જેટલી સમસ્યા પુરતી થઇ હતી તે ફરી સંભળાવીને પુછ્યું કે રાજા એ વિષે તમે શું કહેવા માગો છો આવું શાહનું બોલવું સાંભળી પ્રથમ તો પોતાની દીનતા બતાવી આનાકાનીજ ક્યાં કીધી. પણ એમ કરતાં જ્યારે વિચાર પુરતો વખત મળી રહ્યો ત્યારે કહ્યું કે—

અકબરશાહે હસીને કહ્યું કે દીવાન સાહેબ વિના સરવાળો કોણ બાંધી આપે ? ટોડરમલ તે પણ ખુબ કરી સઘળાની વારતામાં આવી ગઇ અને કોઇની તકરાર રહી નહીં' જોઇએ હવે બીરબલ શું કહે છે બોલ તારૂં શારદા રતુ ચરણ જે ?

બીરબલ નમ્રતા પુર્વક અભિવંદન કરી બોલ્યો કે આલમપનાહ જહાં આવા આવા સમર્થ વિદ્વાનો ભેગા થાય છે ત્યાં તેમના તેજથી શારદા દેવી અહોનીશ હાજરજ હોય છે અને તેથી ત્યાં જે નિર્ણય થાય તે કેમ ખોટો હોય તથાપી મારૂ ચરણ એથી કાઇક જુદું છે, પણ ઝાઝો ફેર નથી રાજા ટોડરમલ સાહેબે બાળક કહે છે તેને

ઠેકાણે મારા પાઠમા,

બાળક ભુપ સુભકત,

બાળક કહે છે શાહે પુછ્યું કે એ બે શબ્દોના અર્થમાં શો ભેદ છે, ટોડરમલ સાહેબે જવાબ આપ્યો કે—નાજી પણ બાળકએ જુનું અને વધારે રસીક રૂપ છે, તેથી મારા કરતાં એ સમસ્યા પુર્તી સારી તે એમ હું કબુલ કરૂં છું બીરબલે રાજા ટોડરમલને સલામ કરી કહ્યું કે આપ લાયક છો એટલે વિવેક કરો એમાં કાંઈ નવાઇ નથી. પછી બાદશાહ તરફ નજર કરી બીરબલ બોલ્યો કે ખલકના ખાવિંદ રાજા સાહેબની સમસ્યા પુર્તી યથારથ છે. મારી અને એમના શબદારથમાં ભેદ નથી, પણ મારો શારદાકુરત દુહો છે, તેથી વિચારીને જોશો તો કાંઇ બીજી પણ ચમત્કૃતિ નીકળી આવશે. શાહે સઘળા સભાસદો તરફ નજર ફેરવી જોયું કે કોઈ બીજીચમકૃતિ એમાંથી કહાડી આપે છે. એટલામાં ફઇઝીએ કહ્યું કે હાજીઓ દુહાની ખુબી એ છે જે કે રાજા માનસિંહ અને મુલ્લાં અબુલફજલની સમસ્યા જે વિરૂધતાઓ આવી હતી તે બનેનો સમાવેશ એમાં થઈ જાય છે, કેમકે

બાળક ભુપ સુભકત,

જે એગ શબ્દ તોડીને વાંચીએ તો જુદાજ અર્થ નીકળે છે અને નહી તો સાધારણ રાજા લોકોના પસંદ પડતોજ અરથ દેખાય છે.

બાળક ભકત સુભકત,

બાદશાહ આ અરથ સાંભળી ઘણોજ પ્રસન્ન થયો તથા સર્વના વખાણ કરવા લાગ્યો અને કહ્યું કે મારી સભામાં નર રત્નો પરમેશ્વર આપ્યાં છે તેથી તેમનો મોટો ઉપકાર માનું છું, વારૂં પંડિતરાજ

તમો કાવ્ય શાસ્ત્રી છો તેથી નીર્ણય કરો કે આ સઘળા ચરણોમાં સૌથી શ્રેષ્ટ કોને ગણવું ? મારી નજરમાં તો સઘળા શ્રેષ્ટ માલુમ પડે છે જગન્નાથ પંડિતે ધીમે રહી ઉત્તર આપ્યો કે બધાએ ચરણો રસીક છે; ખરૂં; તો પણ કવિકૃત તો બીરબલનુંજ કહેવાય.

ફૈઝીએ પુર્વ પક્ષ કર્યો કે—રસ છે તો કવિતા અને કવિતા કરી તો તે કવીકૃતજ થઇ ચુકી; જગન્નાથે હસીને કહ્યું કે મિયાં ફૈઝ આ જે તમે સંક્ષેપમાં વાદ ઠીક ગોઠવ્યો છે. વાક્ય રસાત્મક કાવ્ય એ આધાર ઉપર તમે હીમાયતી ધરાવતા હશો, પણ રસ શબ્દને અર્થ સાધારણ લોકોની પેઠે સમજો છો તેવો નથી અથવા રસનો અર્થ તેમજ તમારે કરવો હોય તો હું કહું છું કે કાવ્યમાં રસ કરતાં પણ બીજી વસ્તુની જરૂર છે.

આ પ્રમાણે પંડિતરાજનું બોલવું સાંભળી સમસ્ત સભા મંડળ તેમના સામુ જોઇ રહ્યું; કેમકે એમાં કોઇને કોઇ સમજાય નહીં અને ખુલાસો માગવાની હીમત ચાલે નહીં આ પ્રકારનો તેમ શાહના લક્ષમાં આવવાથી કહ્યું કે પંડિતરાજ ! તમારૂં બોલવું બહુ ગુઢ છે માટે વિસ્તારથી સમજાવો. પંડિતરાજ કહ્યું કે ઠીક સાહેબ એમ કહી પંડીતરાજે ખુલાસો કર્યો કે—હર્ષ શોકદી કોના પ્રકારનો મનોવીકારને સાધરણ રીતે રસ કહે છે, જો એવો રસ જે વાક્યમાં હોય તેને કવીતા કહીએ તો બહુ વીપરીત થશે; કેમકે પ્રાણી માત્રના મનોવીકાર છે અને તેથી વીકારી સ્થિતિમાં તે જે કાંઇ બોલે તેને કવીતા કહેવી પડશે. કુતરૂ ચીડાઇને ભસવા લાગે તો તે વિરરસ કહેવાય અને કોઇ પોતાના બાપની પછાડી પોક મુકે તેને કરૂણા રસની કવીતા કરે છે એમ કહેવું પડશે. પિતા મરણના શોકથી જે વિલાપ કરતો હશે તેમાં કરૂણા રસ યદ્યપિ હશે ખરો પણ એ કરૂણા રસ-

ની કવિતા કરે છે એમ તો નહિંજ કહેવાય, એમ હોય તો ગણી માત્ર સુખ દુઃખના સમય કવિજ છે અને કવિમાં કાંઇ વીશેષ રહેતુ નથી; અર્થાત પોતામાંજ અનુભવની વાત કરનારો ગમે એવું રસમય બોલે તો પણ તે કવી છે એમ કહી શકાશે નહીં, જો જો તેની વાણીઆ રસ છે. તો તે રસીક માત્ર છે એટલુંજ સીધ થાય છે, કવિ તો તેજ કે પોતાના અનુભવ વર્ણન કરતાં પણ તદુક્ત રસને દર્શાવી શકે. આ સમશા પુર્તીઓ જે જે લોકોએ કરી છે તેનો નિત્યાનુભવ વિચારી જોશો તો આ માર કહેવું વધારે સમજાશે. વળી બાળકની લીલા અવલોકવી અને તેથી પ્રીતમાં મસ્ત રહેવું એ માતાનો ધર્મ છે, તે પ્રમાણે હુરમ સાહેબે વત્સરસ મુકીને આ દુહો પુર્ણ કર્યો એમાં કાંઈ આશ્ચર્ય નથી- તેમજ રાજા માનસિંહ જેવો શુરા સરદાર શાહના સંરક્ષણ પછાડી પ્રયત્ન કરી રહ્યા છે તેમને એમજ લાગે કે અમે છીએ ત્યાં સુધી શાહને કશી પણ ફીકર રાખવાની આવશ્યકતા નથી એ સ્વાભાવિક અને નિત્યકર્મ છે, અબુલફ્ફ્જલ જેવા દિવાન કે જેહેં કામ હમેશાં સારી મસલત આપવાનું છે તેને એમજ લાગે કે ગમે એવા બહાદુર સરદાર હોય તો પણ તેની ઉપર ભરોંસો રાખી બેશી રહે તો તે બાદશાહ બદબ્ખતજ જાણવો વિષ્નુસ્વામી ભક્ત છે એટલે એમને ઇશ્વર ઉપર અચળ આસ્થા રાખવાનુંજ સુઝયું એ પ્રમાણે સર્વે જણે પોતપોતાના વ્યવહારનીજ વાત કહી એમાં કાંઇ કવિતા કરી એમ કહેવાય નહી. ટોડરમલ રાજા મોટા હીસાબી છે એટલે આ બધાની વાત સાંભળી માત્ર એનો સરવાળોજ કરી આપ્યો, પણ બીરબલ જેને એમાંનો એક અનુભવ નહી તેણે એ બધાનો અનુભવ રસમય વાણીના છટાથી દેખાડ્યો માટે એજ કવી કહેવાય અને એની વાણી શારદા પુરેરીત છે એવો મારો અભિપ્રાય છે.

આ પ્રમાણે પંડિતરાજનું બોલવું સાંભળી બીરબલને કવીરાજનું પદ આપ્યું અને પછીથી કવીરાય કહીને શાહ બોલાવવા લાગ્યો.

# ભાગ ચૌદમો.

## વારતા ૧૧૦ મી.

### બદનામ એ બુરી ચીજ છે.

ખોટી વાતની ખટક બહુ, ચાલે છે દીલમાંહી; રામદાસ.

એક વખત બાદશાહે ખાસ મંડળમાં બેસી કાવ્ય વિનોદ ચલાવવો શરૂ કર્યો સર્વ વિદ્વાનો પોતપોતાની તરંગોને વધી કરતા કાવ્યવિનોદ દર્શાવવા લાગ્યા, પણ બીરબલ કશું બોલ્યો નહીં તેથી શાહે પુછ્યું કે, કેમ કવિરાય હમણાં કેટલા દીવસથી મન મુકીને તમારૂ બોલવું થતું નથી, બીરબલ બોલવા જતો હતો તેટલામાં ફૈઝી બોલી ઉઠયો કે ગરીબ પરવર! જે દીવસથી પ્રતિસ્તવી લોકોએ રૂસવત ખાવાનું ખોટું આળ એના ઉપર મુકયું તે દિવસથી બીરબલના મનમાં ગમે તે પણ શંસય દાખલ થયો જણાય છે અને તેથીજ પુરણાનંદમાં જણાતો નથી.

ફૈઝીનું બોલવું સાંભળી શાહ બોલ્યો કે, જો તે વાતનો શલય હજુ એના મનમાં પામ્યો રહેલો હોય તો તે એને ગાંડોજ ગણવો; કેમકે મારી તપાસમાં એ નિર્દોષ ઠર્યો છે તેમ તેના માટે પ્રીતિપ્રતીની હતી તેના કરતાં પણ હાલ વિશેષ છે, છતાં ઉદિગ્ગન ચિંતા શા માટે રાખવું જોઇએ શાહનુ આ પ્રમાણે બોલવું સાંભળી બીરબલ નરમતા પુર્વક સલામ કરી બોલ્યો કે હોઅલે આલમ ! આપની તો પ્રીતી પ્રીતીશી પુરેણ પણું પતીસ્પર્ધિઓના કૃત્યથી લોકોમાં જે અપવાદ ફેલેલ તે માટે મારૂ મન સંકોચને પામે છે હું બહુ બહુ રીતે મનને

વાર છું તદપી ખોટી વાતની ખટક મટતી નથી. જોષીરાજે કહ્યું કે બીરબલનું કહેવું સત્ય છે બદનામી એ સર્વથી બુરામાં બુરી ચીજ છે તે ઉતમ માણુસના અંતરમાં અહનિશ ખટકયા કરે છે; કેમકે.

બદનામી બુરી બહુત જગમાં જાન નિશાક,
એક કલંક કે કારને ક્ષણ ક્ષણ ક્ષિણહિ મનંક.

નિશ્ચય કરીને જાણી લેવું કે આ જગત્માં સર્વથી બદનામીએ બુરી ચીજ છે જુવો કે ચંદમાં શ્રેષ્ટ અને લોકપ્રીય છે; તો પણ નહી જેવું કલંક લાગ્યુ તે કારણુથી બિચારો ચંદ ક્ષણે ક્ષણે ક્ષીણુ ક્ષીણુ થતો જાય છે અર્થાત્ વીના કારણે કલંક લાગવાના કારણુથી દીવસે દીવસે કળા હીણુ થતો જાય છે.

જોશીરાજની આ ઉકતી સાંભળી શાહે કહ્યું કે—' તમારી નરકના યથાર્થ છે, પણ ચંદ અને બિરબલ મને તો બન્ને ગાંડા માલમ પડે છે, પડીતરાજ ! તે બન્નેને શીક્ષારૂપ અત્રે કંઇ બોલો, જેથી તેઓ પોતાની ગાડાઇ મુકી દે ' જગન્નાથ બોલ્યો કે—' નામવર ચંદનો પ્રથમ તેથીજ બોધ પ્રશ્નો છે. તેથી ક્ષીણુ થાય ને તો ખરો પણ પાછો પોતાની મેળેજ કરશે લે છતાં પણ આપની આજ્ઞા છે તો મારા મારેજ એક દુહો કરેલો છે તે બોલું છું—

કહાંહી કી ક્ષીણ સબ કળા, શુન શઠકે કટુ બેન;
રસ દરશીનકી નજરમે, અમત પેં તું એન.

તેં તારી સઘળી કળા ક્ષીણુ કેમ કરી નાખી ? મુર્ખ માણસોના કડવાં સાંભળીને ? પણ તારે એમ કદી કરવું નહીં કેમકે જે રસના સમજનાર સજ્જનો છે તેમની નજરમાં તો હું અમરતથી પણ અધીક વલ્લભ છે તો પછી પછી મુરખ જનોના કથનોને ક્ષોભ લાવી ક્ષીણુ શા માટે થવું જોઇએ.

આ દુહો ચંદ અને બીરબલ આ બન્નેને સરખીજ રીતે લાગુ પડે છે કેમકે આશો પુનમની રાત્રીએ કેટલાંક માણસો ચાંદની નીહાળતાં તલીન થઇ ગયાં હતાં, તે પૈકી કેટલાક રસના ટટા ચતરૂઓ બોલી ઉઠયા કે- ભલે ચંદ ગમે તેવો ખીલ્યો છે, પણ એમાં સસલાનું કલંક છે તે છુંપું રહેતું નથી. આ વચન સમજુ માણસોને તો વીપરીત લાગ્યું, પણ કોઇ તે વખતે બોલ્યું નહી પંદર દીવસ પછી એટલે દીવાળીની રાત્રીએ તેઓ પાછા એકઠા મળ્યા તે વખતે ચંદની સઘળી કળાએ નાશ પામી તેથી સરવત્ર ઘોર અંધકાર ફેલાયલ હતું તે ઉપરથી કોઇ રસીક જને ઉદાશી થાથે ઉક્ત દુહો કહ્યો.

કવી પક્ષે તો સ્પષ્ટ અર્થ સમજાય છે કે મુરખ લોકોના અનાદર જોઇ મનમાં મુઝાઇને કોઇ કવી પોતાની કાવ્યકળા પ્રકાશતો બંધ પડયો હસે તેને ઉતેજન આપવા કોઇ રમન પુરૂષે ઉપર પ્રમાણે કહ્યુ.

આ પ્રમાણે પંડિતરાજનું બોલતું સાંભળી બીરબલ અત્યાર સુધી તો મૌન ધારણ કરી રહ્યો હતો, પણ આ વખતે તેનાથી બોલ્યા વીના કહેવાયું નહિ, તેથી બોલ્યો કે પડિતરાજે ઉક્ત દુહાના બે પ્રકારના અરથ કરી બતાવ્યા; પરંતુ હું ધારૂં છું કે એ દુહો જે કારણ માટે રચેલો છે તેમાં તો અન્યજ ચમત્કૃતી રહેલી છે; એટલું બીરબલનું બોલવું થયું એટલામાંજ પંડીતરાજ હર્ષથી બોલી ઉઠયા કે ધન્ય છે બીરબલ પરીક્ષા તો ઉત્તમ પ્રકારની કરી એનો અર્થ સરૂગારપખુ ખંડીતા નાયકા પ્રતી દક્ષનાયક સુક્તી વિષેની છે.

તદનંતર સભામાં ચર્ચા ચાલી કે-લોકમાં નિંદા થાય તેથી ડરી રહેવું એજ સારૂં છે કે પોતાની નજરમાં જે યોગ્ય જણાય તે કર્યાંજ કરવું, બોલ્યું કે જગતનો સ્વભાવ તો છીદ્ર શોધનાનોજ છે.

તેથી તેના બોલવા ઉપર લક્ષ આપવા જેવું છેજ નહી. કોઇ બોલ્યું જે પાંચ માણસો ખોટ કહાડે તેને ખરી સમજી કબુલ કરવી; કેમકે પંચ તે પરમેશ્વર છે. બીરબલના પ્રતિસ્પર્ધીઓમાંથી પણ કોઇ બોલી ઉઠ્યું કે જો ચંદ્રમા કલંક છે તો કોઇની પણ તેમ કરવાથી હીંમત ચાલે છે કેની ? આ વાક્ય સાંભળતાં બીરબલને ક્રોધ આવ્યો અને બોલ્યો કે—

**મુદુ મયંક જન, ત.કત ભાખત્ત મુખ;**
**દુષ્ટ દ્રષ્ટી નહિ કર શકે, શુર શુર સનમુખ.**

ચંદ્ર કોમળ સ્વભાવનો છે તેથી તેનું કલંક માણસો તાકી તાકીને જુએ છે અને મોઢે પણ કહે છે, પણ શુરા સુર્યની સામા જરા પણ નજર કરવાની તે દુષ્ટોની હીમતી ચાલતી નથી.

બીરબલને કડી ઉપર કડી સરખો ઉત્તર સાંભળી શાહ પ્રસન્ન થયો પણ એક એકને મહેણાં ટોણાં મારતા બંધ પડ્યા માટે વાતનું રૂપ ફેરવીને બોલ્યો કે ' આ સુંદર વર્ષા ઋતુ ચાલેછે તેને તજી અન્ય વિષય ઉપર શા માટે ફ્જીતા કરો છો.

આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી કોઇ બોલ્યા કે આ વખતે સમુદ્રમાં જોવા લાયક ખેલ થતા હશે; કેમકે ઉપરથી મુશળ ધારાએ મેઘ વર્ષે અને નીચેથી સમુદ્રના મોજાં ઉછાળા મારી વાદળી ભેટે છે તેથી તે વખતે એવો ભાસ થાય કે—આખું જગત જળમયજ છે, આટલું બોલવું થતાંજ જોશીરાજે કહ્યું કે,

**જા બાદલકો સિંધુજળ, ઉછાલાહી ભેટજ આપ;**
**બરષા રૂતમે હન્પસે દેખ સ્વસુત પ્રતાપ.**

વર્ષા ઋતુમાં સમુદ્રનું પાણી ઉછળી વાદળને ભેટે છે તેનું કારણ એજ કે મેઘ પોતાનો પુત્ર છે, કેમકે પાણીના વરાળ થવાથીજ મેઘ

ઉત્પન્ન થાય છે તેથી ( તેનો પિતા ) પોતાના પુત્રનો આવો મ્હોટો પ્રતાપ જોઇ હર્ષાય છે અને હર્ષના કારણુથીજ ભેટે છે;

જગન્નાથે કહ્યું કે–વાહ જોશીરાજે ઠીક કવીતા કહી સંભળાવી કેમકે એમાં વર્ષા ૠતુના વર્ણન સાથે વત્સરસ પણુ પ્રદર્શીત કર્યો છે વરસાદની ઝીણી ઝીણી છાંટો ખુબ પડતે જોઇને કોઇએ કહ્યું કે–આકાશમાં આટલું બધું પાણી ભર્યું છે છતાં વરસાદ કેવો કૃપણ છે કે ટીપું ટીપુજ આપે છે.

રાજા ટોડરમલે કહ્યું કે–આ પ્રમાણે જે મુર્ખ લોકોએ સુરા રાજાઓની નિંદા કરે છે; પણુ તેમણે મેઘ રાજાની કૃતી નીહાળીને દીલાસો લેવો જોઇએ કેમકે—

બુંદબુંદ ધન દેત જગ, જદપિ સિંધુ સમકોર;
અખુટ અવના પાળ ક્યાં કરે અનીતિ દોષ.

મેઘ રાજાની પાસે સમુદ્ર જેવો મોટો અખુટ ભંડાર છે તો પણુ ટીપે ટીપેજ પાણી આપે છે તેનું કારણુ એ છે કે જેને આખી સૃષ્ટિનું પોષણુ કરવું છે તે આવાં અનીતીનો દોષ કેમ કરે ?

આ પ્રમાણે રાજા સાહેબનું બોલવું સાંભળી જગન્નાથે કહ્યું કે—

નદી નય જલ પાકેકે, ફુલી કિયા સળખ્વાર;
ફિર ગીખમકે ખપ, ધુલ હુઇ નિરધાર.

વર્ષાદના નવીન પાણીનું પુર એક નાની નદીમાં આવ્યું કે તે એકદમ ફુલી ગઇ અર્થાત મોટું પુર આવ્યું અને ચારે તરફ ફેલાઇ તેથી આસપાસના ખેતરો વૃક્ષો બાગ બગીચાઓ દેવાલયો અને ગામો હતાં તેને પણુ બને તેટલું નુકશાન કર્યું પણુ પોતાની આબાદીની વખતમાં એ સુદ્ર નદીએ પોતાનું કે પારકું કોઇનું કશું ભલું કર્યું. નદી પણુ ઉલટી બધાને દુખ થઇ પડી પછી જ્યારે ઉન્હાળામાં પા-

ખીના ખપનો વખત આવ્યો ત્યારે તો પોતેજ સુકાઇ ગઇ અને ત્યાં ધુધુજ ઉડવા લાગી એટલે પોતાની પાસેજ ફુલ વિના કશું પણ ન હતું તેથી તે વખતે બીજાએ શું ભલું કરી શકે ? સારાંશમાં અણસમજુ ઉડાઉ માણસો કોઇને ફાઇદો કરી શકતા નથી પણ અંતે પોતાને અને બીજાને તેઓ દુખરૂપજ થઇ પડે છે.

આ કવિતા સાંભળી શાહ વગેરે સર્વ સભાસદોનાં મન બહુજ રંજન થયાં અને શાહે કહ્યું કે—જગન્નાથ પંડિતની વાણીમાંજ મિષ્ટતા રહેલી છે બીરબલ હવે ખટકનો ખેદ મુકીદઇ ચીત્તને પ્રફુલીત કર.

બીરબલે હાથ જોડી કહ્યું કે—જહાંપનાહ ! હુકમ આગળ ખેદ દીલગીરીની શી તાકાત છે કે તે ટકી શકે ? એમ કહી કવીતા બોલ્યો કે:—

મોર શબ્દકે જોર જહા, વ્હાં ન વ્યાલ વિહાર;
કરત સિંહ કીડા વ્હાં હોત ન ગજ પરિચાર.
ત્યાં સુભુપકી દ્રષ્ટિ શુભ જીનપર હેરત હમેશ;
ઉનકું ન રચ ભર, દુખ ભય કાંક,

આ પ્રમાણે અજબ ચાતુરી ભર્યું ભાષણ સાંભળી શાહ અને સભાસદાદી સર્વ જણાઓ આનંદ પામ્યા અને બીરબલની ચાતુરી તથા સમય સુચકતાની સરાહના કરવા લાગ્યા.

## વારતા ૧૧૧ મી.

### ખાય તેનું ગાય.

જાકી કીજે ચાકરી તાકો વચન સ્વીકાર.

પદ્માકર,

એક સમયે અકબરશાહે બીરબલને પુછ્યું કે—રાજા સાહેબ રીંગણાનું શાક બહુજ સ્વાદવાળું થાય છે, બીરબલે કહ્યું કે—જી

હજુર આપનું કહેવું સત્ય છે અને સરસ સ્વાદવાળું રીંગણાનું શાક થાય છે તેથીજ સર્વ લોકો તેનું શાક ખાય છે.

તદનંતર કેટલાક દીવસ વિત્યા પછી અકબ્બરશાહ રીંગણાની નિંદા કરવા લાગ્યા તે વખતે બીરબલે કહ્યું કે—ખુદાવિંદ રીંગણાની નિંદા વાદી કારક એક પણ શાક નથી, તથા રીંગણાના શાકથી કેટલાક રોગો પણ ઉત્પન્ન થાય છે, આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહે કહ્યું કે બીરબલ તમે પણ ખરે ગપ્પાના ગોળાગોળા ગગડાવનાર છો તમને એક દીવસ રીંગણાના શાકની મેં તારીફ કરી હતી ત્યારે તમે તારીફ કરી હતી અને આજ તેના અવગુણ પણ પ્રકાશમાં લાવવા આગળ પડયો માટે જુતાના સરદાર છો તે સાંભળી બીરબલ હાથ જોડી બોલ્યો કે ધર્માવતારી આપજ ન્યાય કરો કે હું આપનો નોકર છું કે રીંગણાનો આટલું વાક્ય સાંભળતાં શાહ હસી પડયો અને બીરબલની તારીફ કરવા લાગ્યો.

# ભાગ પંદરમો.

## વારતા ૧૧૨ મી.

### રોગનું મુળ ખાંસી અને વિનાશનું મુળ હાંસી.

હાસ્ય કદી કરવું નહીં, છે દુઃખ સાધન ખાસ.

મોરારજી,

એક સમય અકબ્બરશાહે બીરબલને કહ્યું કે કવીરાય આજરાત્રીએ મેં એવું તો આશ્ચર્યજનક સ્વપ્ન જોયું કે—જાણે હું અત્તરના હોજમાં પડી ગયો હતો અને તમે મળના હોજમાં પડી ગયા, આ પ્રમાણે ઉપહાસ્ય યુક્ત શાહનો બોલ સાંભળી બીરબલે તરત જવાબ આપ્યો કે હજુર આણી મેં પણ આજ રાત્રે તેજ પ્રમાણે સ્વપ્ન

જોયું હતું પણ આપના અને મારા સ્વપ્નમાં માત્ર નહીજ જેવો ફેર છે; તે એકે હું આપના શરીરને ચાટતો હતો અને આપ મારા શરીરને ચાટતા હતા આટલુંજ વિશેષ છે આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહ ચુપ થઈ ગયો.

## વારતા ૧૧૩ મી.

### રાતે સાલે રાંડ પાશેર લઇ ગઈ ખાંડ.

વિદેશીનો વિશ્વાસ વિણુ પ્રતીત કરવો નહીં. કેશવ,

એક સમય વીદેશી સોદાગરો સુંદર ઘોડાઓ લઇ દીલ્લીપતી હાજર આવ્યા અને નીતીનંત કિંમતી ઘોડાઓ નીહાળી તેમાંથી ઘણા ઘોડા શાહે ખરીદી લીધા, તથા તે સોદાગરને શાહે એક લાખ રૂપીઆ અગાઉથી આપી કહ્યું કે—આવતી સાલમાં ઘણાજ સરસ કાન્તિવાન પાણીદાર અમુલ્ય ઘોડાઓ ખરીદી મારા માટે ખાસ લાવવા.

આ પ્રકારે શાહે રૂપીઆ આપી ભલામણ કરી પણ તે સોદાગર કયા ગામ કે કયા દેશનો રહેનારો છે? તેમ તેનું શું નામ છે, તે સંબંધમાં તો કશું પણ પુછ્યુ નહી અને સોદાગર તો રૂપીયા લઇ રસ્તે પડયો.

એક દિવસ અકબરશાહે બીરબલ પ્રત્યે કહ્યું કે—બીરબલ મારા મુલકમાં બેવકુફ કેટલા છે તેની ગણત્રીની યાદી કરવા ચાહું છું માટે તે વિષે તજવીજ ચલાવો બીરબલ બોલ્યો કે—જહાંપનાહ બેવકુફોની ગણીત્રીની યાદી તો મેં પ્રથમથીજ કરી મુકી છે અને તેમાં સર્વથી પ્રથમ આપનું નામ લખવામાં આવેલું છે શાહ કોપ કરી બોલ્યો કે શું મનેજ બેવકુફનો સરદાર ગણે છે બીરબલ હાથ જોડી બોલ્યો કે જો અદબી માફ કરશો પણ નામ ઠામ, ગામ, દેશ અને પેઠે પ્રતીત જાણ્યા વીના વીદેશી સોદાગરની વાતોની છટામાં રીઝી લાખ રૂપી-

આ અગાઉથી આપ્યા એ બેવકુફી નહીં તો બીજું શું? અકબરશાહે કહ્યું કે કદી એ સોદાગર ઘોડા લઇ આવ્યો તો પછી તે યાદીમાં ગારૂં નામ લખ્યું છે તેનું શું કરશો, બીરબલ બોલ્યો કે—જો હવે ઘોડા લઈ સોદાગર આપ પાસે આવશે તો આપનું નામ કહાડી નાંખી ત્યાં સોદાગરનું નામ દાખલ કરીશ; કેમકે જાણ્યા પુછ્યા વિના લાખ રૂપીઆ હાથ લાગ્યા છતાં ગુપચુપ ગોથા મારી ઘરમાં બેસી ન રહેતાં ઘોડા ખરીદી લાવે તો એ ખાસો મજેહનો બેવકુફનો રાજા જાણવો. આ પ્રમાણે બોલવું સાંભળી શાહ અત્યંત ખુશી થયો અને બીરબલની વચનોક્તિનાં વખાણ કરવા લાગ્યો.

## વારતા ૧૧૪ મી.

### સદબુદ્ધિબળ શિવાય જગતમાં એક પણ અધિક બળ નથી.

એક સમય અકબરશાહ બીરબલ સાથે એકાંતભુવનમાં રમુજી રમત ગમત કરતો હતો, શાહ અને બીરબલની ભેદ બુદ્ધિ રહિત પ્રીતી હતી તેથી કોઇપણ પ્રકારની વારતા, કહેવા યોગ્ય નવ યોગ્ય હોય છતાં પણ પોતાના ઇષ્ટ મિત્ર બીરબલને નિર્મળ અંતઃકરણથી કહી બતાવવાની જેને હમેશાંની ટેવ પડી રહી હતી કેમકે જ્યાં જગતથી ઉત્પત્તિ, પાલન, અને શકળ વ્યવહારો નીયંતા જે નિર્મળ પ્રેમ પ્રગટ થયો ત્યાં પછી કોઇ પણ પ્રકારનો ભેદ કે જુદાઇ પામતીજ નથી, અને જ્યાં ભેદ બુધિ છે ત્યાં સત્ય પ્રેમ હોતોજ નથી એ પણ સત્ય સિદ્ધાંત છે, કહેવાનો ભાવાર્થ એ છે કે અકબરશાહ અને બીરબલ વચ્ચે અવર્ણનીય પ્રેમ હતો, તેથી માત્ર શરીર જુદાં પ્રાણ તો એક સ્વરૂપે જણાતા હતા શાહ પણ નવીન નવીન રસમય વારતાની સુંદરી કરવામાં અને યુક્તિ યુક્ત તતકાળ જવાબ દેવામાં એકલો હતો એકાંત ભુવનમાં ચાલતી રમત ગમત વખતે શાહે બીરબલને પુછ્યું

કે—બીય મીત્રવર મારા હાથની હથેળીમાં વાળ કેમ દેખાતા નથી, બી-રબલે વિચારી તરત જવાબ કરી આપ્યો કે—ન્યાયમુર્તિ આપની હથેલીમાં વાળ એ કારણથી નથી દેખાતા કે આપ અનીત અભ્યાગત અને અનાથ લોકોને અત્યંત સંતોષ આપવા નીરંતર મ્હોં માગ્યા પદાર્થો આપો છો તેમ કળાવાન તથા વિદ્યાવીલાષી અને વિદ્વાન પુ-રૂષોના ગુણની કદર બુઝી અનગળ દાન આપો છો, અર્થાત આપના હાથેથી આપો છો, તેથી તે સોના રૂપાના ઘસારાથી આપની હથે-લીમોના વાળ ઘસાઈ જરા દેખાતા નથી,

આ પ્રકારે બીરબલનું બોલવું સાંભળી શાહે ફરી પુછયું કે—હું તો દાન આપું છું તેથી મારી હથેળીના વાળ ઘસાઇ ગયા છે પણ તારી હથેળી ઉપરના વાળ શા કારણથી ઘસાઇ ગયા છે, તે કરણ બતાવવું જોઇએ આવું શાહનું બોલવું થયું તેથી બીરબલે તરત જ-વાબ આપ્યો કે—મેં પ્રથમથીજ કહ્યું છે કે, આપ ગુનીજનોની કદ બુઝી અનગળ દ્રવ્ય આપો છો તો તે દ્રવ્ય લેનાર બક્ષિસો લેનાર પૈકી હું પણ ગણના બહારનો નથી જ્યારે દ્રવ્ય આપનારના હાથમાં દ્રવ્યનો ઘસારો પડે છે ત્યારે વારંમવાર દ્રવ્ય લેનારના હાથમાં કેમ ઘસારો ન પડે, જેથી મારી હથેળીમાં પણ વાળ દેખાતા નથી.

આ પ્રમાણે ચતુર શિરોમણી કવિરાયનું ભાષણ સાંભળતા શાહે જવાબ આપ્યો કે—કદાચ એકવાર એ તમારૂં બોલવું કબુલ રાખીએ, પણ આપણ બન્ને શીવાય તમામ સભાસદોની હથેળીમાં પણ વાળ દેખાતા નથી તેનું શું કારણ છે. તે સાંભળી બીરબલ બીરબલ પો-તાના પ્રતિપક્ષીઓના કૃત્યોનું સ્મરણ કરાવવાના હેતુથી બોલ્યો કે ધર્માવતાર, તેનું કારણ તો કેવળ ખુલ્લુંજ જણાય તેવું છે કે જ્યારે આપ નામવાર વખતો વખત મારા ઉપર અસંત પ્રસન્ન થઇ અમુ-

વ્ય વસ્ત્ર અને અપાર દ્રવ્ય તથા મોટી જાગીરોની બક્ષીસો આપા છો તેથી તે નારાજ થએલા બીચારા સભાસદો ઇર્ષારૂપ અગ્નિમાં રાળના પુંજની પેઠે સળગી ઉઠી પીસતા હાથ ઘસ્યા કરે છે, તે કારણના લીધે તેમની હથેળીઓમાં વાળ દેખાતા નથી,

આ પ્રકારે અદ્ભુત ચમત્કૃતીવંત અને અર્થસુચક ઉત્તર સાંભળી શાહ અત્યંત પ્રસન્ન થયો, અને તેજ સમય સુંદર પોશાક અર્પણ કરી પુન આનંદ ક્રીડામાં પ્રવર્ત્યો,

## વારતા ૧૧૫ મી.

કુલીન રૂપ સંપતિ સહ, શ્રી ભુત પરિવાર;
તો પણ ન એક બુદ્ધિ વીણ, માન લહે ન લગાર. શર્મા.

એક સમય અકબરશાહના ખાશ બગીચામાંથી કોઇ એક ચોર સાત કેરીનું ઝુમખુ પુષ્કળ ચોકી—પહેરાના બંદોબસ્ત છતાં પણ ચોરી ગયો અકબરશાહને નિરંતર તે બગીચામાં હવા ખાવા માટે જવાનો નિયમજ હતો તેમજ તે બારમસી રસિલા આંબાની કેરીઓ વિષેની તપાસ ખાસ પોતે પણ રાખતો હતો; જ્યારે બીજે દીવસે શાહ તે બગીચામાં ફરવા ગયો હતો અને તે આંબા ઉપર નજરમાં રાખેલું સાત કેરીનું ઝુમખું નજરે ન પડયું ત્યારે બગીચાના રખવાળને બોલાવી પુછયું કે—આ બગીચામાં મારા શિવાય કાલ અહીંયાં કોઇનું પધારવું થયું નથી, રખવાળે કહ્યું જ્યારે આપ શિવાય હાલ અહીયાં કોઇ આવ્યું નહોતુ અને મારા વીના બીજાનું આવવું થતુ નથી. શાહે કહ્યું તો આ અંબા ઉપરનું સાત કેરીનું ઝુમખુ કે જે તારી પણ નિગાહમાં હતુ તે કયા ગયું, જો તે તેં કોઇને કદાચ ભેટ દાખલ આપ્યું હોય તો તે લાવી દે નહી તો તેની તપાસ કરવી જોઇએ કે આટલા મજબુત ચોકી પહેરાના બંદોબસ્તના વચેથી કોણ આવી

ચોરી ગયું બાગવાને જણાવ્યું કે ગરીબપર મેં કોઇને પણ આપ્યું નથી; તેમ કાલ સુધી તો હતુંજ, ગમે તે પ્રકારે કોઇ ચોર આજે રાત્રિના સમયે લઇ ગયો હોવો જોઇએ બાગની અંદર કોઇનો પ્રવેશ થયો જણાતો નથી તો પણ શું ખબર પડે; કેમકે માલધણીની બે આંખો અને ચોરની ચાર આંખો. આવા પ્રકારનું બાગવાળાનું બોલવું સાંભળી શાહ વિચાર કરતો કરતો મહેલે ગયો પણ મનમાં તે વારતા વિસરતી નહોતી, તેથી બીરબલને બોલાવી કહ્યું કે—બીરબલ આપણા ખાસ બગીચામાંથી કોઇ હરામખોર આંબા ઉપરથી સાત કેરીનું ઝુમખું ચોરી ગયો તે તપાસ કરતાં કશું માલમ પડતું નથી માટે ગમે તે યુક્તિ કરી ચોરનાર ચોરને સોધી કહાડવો જોઇએ.

આ પ્રકારે શાહનું બોલવું સાંભળી બીરબલે કહ્યું કે જેવો નામદારનો હુકમ એમ કહી બીરબલે ત્યાંથી રજા લીધી રસ્તામાં ચાલતાં એક જગ્યો ઉપર મદારી ખેલ કરતો હતો, તે જગાએ બહુ માણસની મેદની ભરાયલી જોઇ તેથી ત્યાં જઇ ઉભો રહ્યો જ્યારે મદારી ખેલ કરતો ખલાસ કરી ચુકયો ત્યારે બીરબલ સર્વ લોકોની વચે બોલ્યો કે—ભાઇઓ આટલા બધા અકલવંત માણસો ભેગા થયા છો તે જોઇ મને પણ ઘણો આનંદ થયો છે તેથી એક રમુજી વાર્તા કહી બતાવું છું તેનો જરા પોત પોતાથી મરજી મુજબ અભિપ્રાય આપતા જાઓ.

આ પ્રમાણે લોકપ્રિય બીરબલનું બોલવું સાંભળી લોક અતિ હર્ષવંત થયા અને જાણ્યું કે, બીરબલ સાહેબની વાત અતિ રમુજ ભરેલી હશે એમ વિચારી સ્થિર ચિતથી ઉભા રહ્યાં;

હમેશાં એવો નિયમ છે કે કોઇ પણ મનુષ્યે કોઇ પ્રકારની ચોરી અર્થાત જે કામ કરવાથી રાજાની પાત્ર થવાય તે સર્વ કર્મોને સો-

રીમાંજ ગણવામાં આવે તે પછી ચાહે તો ખુન ઠગાઇ, વિશ્વાસઘાત ધન હરણ વ્યભિચાર કે, અનીષ્ટ આચાર કરેલ હોય; કદાપી કામ કરનારના મનમાં ભય અને વ્યાકુળતા રહે, તેથી ચોરીનું કામજ કહેવાય છે તે કારણથી ચોરી કરનાર મનુષ્ય જે જગ્યોએ કરી ગયો હોય ત્યાં પોતે હરતો ફરતો ગુપ્ત તપાસ રાખતોજ રહે છે; કેમકે થએલી ચોરી માટે લોકોનું બોલવું કેવા પ્રકારનું થાય છે, કોના ઉપર સક છે અને રાજ તરફથી કેવા પ્રકારે તપાસ ચાલે છે, તે જોતાંજ રહે છે; કહેવાનો ભાવાર્થ એ છે કે કેરી ચોરનાર ચોર પણ તેવાજ કારણથી ફરતો હતો; અને જ્યાં આ માણસોની મેદની મળેલી હતી તેમાં પણ સામેલ હતો.

બીરબલ બોલ્યો કે—ભાઇઓ ! સુરત શહેરની અંદર એક ગફલ શાહ કરીને એક શાહુકાર છે તેની અંદર ગૌરી નામની દીકરીએ એક વ્રત લીધું કે મારે પોતાનાજ હાથથી ફુલવાડીમાંથી જગદંબેને ચઢાવા ફુલો લાવવા, એક ફૂલવાડીવાળા સાથે ફુલો માટે કરાર કરી લીધો. તે બાળા રોજ ત્યાં ફુલ વીણવા માટે જતી હતી શાહુકારની કન્યા સુખીયા ઘરમાં ખાવાપીવા ઓઢવા વગેરેના સુખમાં ઉછરેલી અને વળી યૌવનવયથી ખીલી આવેલું એટલે પછી તેની રૂપ લાવણ્યતા વિષે કહેવા સરખુંજ શું રહ્યું આવી રૂપયૌવન સંપન્ન બાળાને જોઇ કોનું મન ન ચળે, જુવો કે, જગતના દંડદાતા આખી યોગિંદ્ર સદાશીવ તે પણ ભીલડી ઉપર આશક થયા. ઇંદર અહલ્યા ઉપર જગત ગુરૂ બ્રહ્મા પોતાની પુત્રી ઉપર અને નારદજી વિશ્વ મોહીની ઉપર આશક થયા તે પછી બીજાઓની વાતજ શી,

હમેશાં તે કન્યાને એકલી આવતી જોઇ વાડીવાળા માલિકનું મન તેના ઉપર આશક થયું અને ધીરે ધીરે તે સાથે બોલવા ચાલવાની છુટ કરતાં કરતાં પ્યાર કર્યો એટલે જેથી તે નવ યૌવન મ-

દથી ભરેલી હતી તેવોજ વાડીનો માલીક પણ રૂપ યૌવનના મદથી ભરેલો હતો,

સદાકાળથી સ્ત્રીઓનો એવો સ્વભાવિક નીયમ છે તે–કોઇ રૂપ ધન યોવન સંપન્ન ગાન તાન કરારો તેથી ઠાઠમાઠ રહેનારો, અતર ફુલેલ, વગેરે સુંગધદાર વસ્તુઓથી અને હાથનો છુટો તથા ચટકવાળી છટા દર્શાવનારો પુરૂષ જુવે છે તો તેના મનમાં સ્વાભાવિક પ્યાર ઉત્પન્ન થાય છે તે આ વાડીના માલીક તો તેવા ગુણો યુકતજ હતો અને વળી નીર્મળ મનોવૃત્તિને નાશ કરનાર એકાંત સ્થાન મળ્યું એટલે તો પછી ગમે તેવી સ્ત્રીઓ હોય તદપિ તે પર પુરૂષના તાબે થયા વિના રહેજ નહી. અને અહીંયાં એકાંત સ્થળ માટે તો જરા પણ પુછવા જેવુંજ નહતું આ પ્રમાણે સર્વ:અનુકુળતા હોવાથી બન્નેને પરસ્પર પ્યાર થયો.

જો કે આટલો બધો તેઓનો પ્યાર બંધાયો હતો. પણ તેઓની મહોબત હતી કેમકે તે કન્યાએ વાડીના માલિકને કહ્યું કે હું હજુ કુમારિકા છું માટે મારૂં પાણી ગ્રહણ થયા વીના અનાચાર આદરવો એ કેવળ અયોગ્ય છે માટે હાલ તો પાક મહોબત રાખો અને આ વર્ષમાંજ મારા લગ્ન થવાના છે તે થાય એટલે પહેલો તમારો મેલાપ કરી પછી મારા પતિ પાસે ગ્રામ્ય ધર્મમાં પ્રવર્તીશ એ મારી દઢપ્રતિજ્ઞાના કારણથી પેલે પુરૂષે પણ પરાણે પ્રીતી ન કરતી એ નિયમને અનુસરી તેનું કહેવું માન્ય રાખ્યુ અને હાસ્ય વિનોદમાં આનંદ માનતો આશાએ ને આશાએ દીવસ ગુજારવા લાગ્યો.

કેટલોક વખત ગયા પછી તે કન્યાનાં સારાં કુલીન પુરૂષ સાથે લગ્ન થયાં એટલે રાત્રિના સમય તે સ્ત્રી સંપુર્ણ સણગાર સજી અલબેલી બની પોતાના પતી પાસે જઇ હાથ જોડી કહેવા લાગી કે

પ્રાણનાથ આપની પાસે સત્ય બોલવું એ મારો ખાસ ધર્મ છે માટે આપ સમક્ષ નીવેદન કરૂં છું કે હું જ્યારે ઉછરતી વયમાં સારો પતી મળવાલી આશાએ દેવી પુજન કરવા જતી હતી અને દેવી પુજન માટે જોઇતા ફુલો મારે હાથેજ ચુંટી લાવતી હતી દૈવસંયોગે જે વાડીમાં પુષ્પ ચુંટવા જતી હતી તે વાડીના ધણીની નીષ્ટા મારા પ્રત્યે જુદાજ વિચારની થઇ તેમ મારી વૃત્તિ પણ તેના તરફ લલચાઇ તેથી મે કુમારિકાવૃત ભંગ ન કરતાં તે સાથે એવો કરાર કર્યો કે હાલ તો તમારા કહેવા પ્રમાણે હું વર્તીશ નહી, પણ જ્યારે મારૂં પાણી ગ્રહણ થશે, ત્યાર હું તમારો સમાગમ કરી પછી મારા પતીની ભેટ લઇશ આ પ્રમાણે હું કોલ દઇ ચુકી છું જેથી હવે જેમ આપ આજ્ઞા આપો તેમ કરૂ,

આ પ્રમાણે પોતાની નવલવધુનું બોલવું સાંભળી શહાણા શાહુકારે દીર્ઘ દ્રષ્ટિથી વીચાર્યું કે—જોઇએ તેવો એકાંતનો વખત મળવા છતાં પણ જેણે પોતાના ઉત્તમ મદનને દબાવી કુમારીકા વ્રત જાળવ્યું તે માટે ખરેજ ધન્યવાદને પાત્ર છે માટે હું ખાત્રીથી જાણી શકું છું કે આ સ્ત્રી પોતાના પતિવૃતને ચુકશે નહી; તેમ ટેકવાળી છે માટે તેને તેની પ્રતિજ્ઞા પુરી કરવા જવા દેવામાં કશી હરકત નથી કદાચ તે પોતાના ચરિત્ર કેળવી દુષ્ટ બુધ્ધિને પુરી પાડવા ગુપ્ત રીતે ગઇ હોત તો હું ક્યાં જોવાનો હતો, પણ જ્યારે પ્રતિજ્ઞા માટે પુછીને સલાહ માગે છે તો તેનું અંતઃકરણ શુદ્ધ હોવું જોઇએ એમ વીચારી તેણે સ્ત્રીને કહ્યું કે—વ્હાલી વનીતા મનુષ્ય માત્રને કરેલી પ્રતિજ્ઞા પાળવી એજ ઉત્તમ ધર્મ છે. પ્રતિજ્ઞાનો ભંગ કરતાં પહેલાં પ્રાણનો ભંગ કરવો એ વિશેષ સ્તુતિપાત્ર છે. પણ પ્રતિજ્ઞા જતાં પ્રાણ રહે તેના જીવિતને ધિક્કાર છે માટે ખુશીથી હું રજા આપું.

છું કે તમે તમારી પ્રતિજ્ઞાને પુરી પાડી આવો. વાહ ધન્ય છે આવા ધૈર્યવાન ધણીને !

તદનંતર તે સ્ત્રીએ હાથમાં ખાનપાનનો ભરેલો થાળ લઇ પોતાના પ્યારા પ્રિતમ પાસે જવાનો માર્ગ લીધો રસ્તામાં જતાં તેને ચોર મળ્યા અને તેને લુટવાનો વિચાર દર્શાવ્યો તેથી તે સ્ત્રી બોલી કે હું અત્યારે આશા ભરી જાઉં છું માટે મને પ્રભુ માટે નિરાશ કરો નહીં અને હું પ્રતિજ્ઞાથી કહું છું કે, પાછી વળી આ ઠેકાણેજ હું આવીશ માટે ખુશીથી તમો અહીંયાં બેસો. આ પ્રમાણે તે સ્ત્રીનું બોલવું સાંભળી ચોરોએ વિચાર્યું કે કોઇની આશા ભંગ કરવી એમાં બહુ પાપ લાગે છે અને એ આપણા હાથમાંથી જવાની ક્યાં છે, માટે એને જવા દેવામાં કશી અડચણ નથી આમ વીચારી તે સુંદરીને ચોરોએ આગળ જવા દીધી.

થોડો રસ્તો કાપ્યો એટલામાંતો અંધારી રાત્રિમાં એક રાક્ષસ તે સ્ત્રી સન્મુખ ખાઉં ખાઉં કરતો આવી ઉભો ત્યારે તેને જોઇ સ્ત્રી બોલી કે—હે દેવ ભલે મને ખાવી હોય તો ખાઓ, પણ એક મારી અરજ છે કે હું મારા ઘણા દિવસના વાયદાવાળા પ્યારા પ્રાણને મળવાની આશાએ આશા ભરી જાઉં છું માટે હાલ મને જવાદો આશ પુરી કરી પાછી અહીં આવું એટલે સુખેથી મારૂં ભક્ષણ કરી જજો. આ પ્રકારનું તે સ્ત્રીનું બોલવું જોઇ તે દુષ્ટ માંસ મદિરાના ભોગી રાક્ષસે તે સ્ત્રીનો ભરોંસો રાખી તેને આગળ જવા દીધી અને નિશંકપણે સંકેત સ્થાને જઇ પહોંચી. તે વાડીનો માલીક વાડીમાં સુઇ રહ્યો હતો, ત્યાં જઇ તે ચપળા—ચતુરાએ તેને જાગ્રત કર્યો અને રસ્તામાં વીતેલ વૃતાંત કહી પછી કહેવા લાગી કે મારૂં પાણી ગ્રહણ થઇ ચુક્યું છે માટે મારી કરેલી પ્રતિજ્ઞા પાળવા મારા પતીની

રજા તમારી પાસે આવી છું માટે હવે ઇચ્છા પ્રમાણે અનુકુળતાને અંગીકાર કરો.

આ પ્રમાણે તે સુંદર મનમોહના મોહિનાનાં વચન સાંભળી આશ્ચર્ય-ચકિત બની વિચારવા લાગ્યો કે જે પુરૂષે સંસારિક સુખ સંપાદન કરવાની આશાએ પુષ્કળ ધન વાપરી પાણી અહળ કર્યું તેવી નવ વિવાહિતાનો પોતે ઉપભોગ ન લેતા અન્ન પુરૂષનો પ્રથમ સમાગમ કરવા પોતાની સ્ત્રીને ખુશીથી રજા આપી જેથી ધન્ય છે તેવા ધર્મધ્વજ પુરૂષને અને ધિકકાર છે મને કે, તેવા વિશ્વાસપાત્ર પુરૂષના સર્વ હકો ડુબાવી પર સ્ત્રીને પોતાની ગણી લેનાર; નહીં તે કેવળ અયોગ્ય વાર્તા છે. એમ વિચારી બોલ્યો કે—વહાલી ધર્મ ભાગીની આટલા દિવસ જે મારાથી મન અને વચનથી તમારા પ્રત્યે કુદ્રષ્ટિ કુવિચારો થયા છે તે માટે ક્ષમા ચાહું છું અને જે મને મળે તે તમોને સાસરવાસો કરૂં છું તે સ્વીકારી લ્યો, તમારી ટેક અને પ્રેમ માટે ખચિત ધન્યવાદ આપું છું અને એજ ભલામણ આપું છું કે પોતાના પવિત્ર મનવાળા પતિની સેવામાં રહી પતિવ્રતા ધર્મ પાળી સ્વગ સુખ સંપાદન કરો એમ કહી તેને સાસરવાસો આપી તેને ઘર ભણી જવાની રજા આપી.

તદનંતર તે સ્ત્રી સાસરવાસા સહિત જ્યાં રાક્ષસ માર્ગ પ્રતિક્ષા જેતો હતો તાં આવી અને વાડીમાં બનેલી હકીકત કહી બતાવી કહ્યું કે—હવે તમારે મને ભક્ષણ કરવી હોય તો ભલી રીતે કરો. આ પ્રકારે દ્રઢ ચીતવાળી ચતુરનું બોલવું સાંભળી મનમાં વિચારવા લાગ્યો કે—અહો જે કામી પુરૂષ કેટલાક કાળથી આશાએ દિવસ ગાળતો હતો, તેમ છતાં જ્યારે આશા પુર્ણ થવાનો વખત હાથ લાગ્યો અને એકાંત વગેરે સર્વ પ્રકારની અનુકુળતા છતાં નવ યૌવન રૂપ

ગુણ સંપન્ન છટાદાર છબીલીની છેડ કર્યા વગર ધર્મની બહેન કરી સાસરવાસો આપી છળ રહીત રીતે છોડી દીધી; તો તેવી પ્રતિજ્ઞા પાળનાર સ્ત્રીને મારી નાંખવી ભક્ષણ કરી જવી યોગ્ય નથી; કેમકે તેના દર્શનથી મને પણ અન્ય સ્થળેથી ભક્ષણ મળી ચુક્યું છે, તેથી મને જે કાંઇ મળે તે સાસરવાસો આપી વીદાય કરવી જોઇએ એમ વિચારી એક અમુલ્ય રત્નનો હાર આપી તેને વિદાય કરી.

જ્યારે તે યોવનગર્વીતા અને યુગલ રતન ભારથી નમેલી માનુની આગળ ચાલી જ્યાં ચોર લોકોને વાયદો આપી ગઇ હતી ત્યાં આવી ચોરોને પ્રપંચની બનેલી સર્વ હકીકત કહી કહ્યું ભાઇઓ હવે ખુશીથી પહેરવાના વસ્ત્ર રહેવા દઇ દાગીના માત્ર લઈ લ્યો.

આ પ્રમાણે તે ભાગ્યશાળી ભામીનીનું ભાષણ સાંભળી ચોર લોકો પણ ચકિત ચીતવાળા બની વિચારવા લાગ્યા કે, જ્યારે કામ વિહવર કામી પુરૂષે કામ પાત્ર કામીનીને બહેન ગણી પાછી કહાડી તેમજ નિર્દય નઠોર મનવારા રક્તલોલુપ રાક્ષસે પણ જતી મુકી તો આપણે તેવી પ્રશંસા લાયક લલનાને લુંટવી લાયક નથી. તેમ તેના પગલાના પ્રતાપથી આજે બીજેથી પણ સારો ભરખ પાક્યો છે માટે આપણા ગજા પ્રમાણે સાસરવાસો કરી આપણે પણ જવા દેવી એજ વ્યાજબી છે, એમ વિચારી યોગ્ય સાસરવાસો કરી તે મોહીની સુંદરીને વિદાય કરી.

ત્યારપછી તે પૂર્ણ ભાગવાળી પ્રેમદાએ પોતાના પ્રીતમ પાસે આવી પગે લાગી સંપુર્ણ વૃતાંત કહી સંભળાવ્યો અને તેની પ્રતીતી દાખવા મળેલા સાસરવાસામાં વસ્ત્ર દાગીનાઓ પતીના પદકમળમાં મુક્યા તે જોઇ પુણ્યશાળી પવિત્ર મનવાળો સ્વામી બોલ્યો કે શશીવદની મને પ્રથમથીજ તારી પ્રતીતી હતી તેવીજ મેં પ્રતીજ્ઞા પાળવા

રજા આપી હતી તેમ તેં પણ પોતાનો ધર્મ જાળવ્યો માટે તારા જેવી ટેકવત સ્ત્રીઓને સતકોટી ધન્યવાદ છે આ પ્રમાણે કહી તે સારૂ ચંદ્રવદનીને ચુંબન સહ પ્રેમાલિંગન આપ્યું.

આટલી વારતા કહી બીરબલ બોલ્યો—કહો ભાઇઓ એ સ્ત્રીને ઘરધણી ચોર, રાક્ષસ, કે વાડીનો માલીક એ ચારમાંથી વિશેષ લાયક કોણ કહેવાય તેનો ખુલાસો જણાવો.

આ પ્રકારે ચમત્કાર ભરી વાર્તા સાંભળી સર્વ ચકિત થઇ પોતપોતાના મન સાથે વિચાર કરી પોતપોતાના મનને ભાવતી બાબતને વખાણી એટલે જે પ્રમાણિક અને નીતિને જાણનાર પુરૂષો હતા તે પૈકી એક જણ તે સ્ત્રીના ધણી માટે કહેવા લાગ્યો કે ખરી રીતે જોતાં તો પ્રથમ સ્ત્રીના ધણીને ધન્ય છે કે, જેણે દુખીત ડાળે પ્રથમ સમાગમના સમય બીજાનો વાયદો સાચવવાની રજા માગવા માટે સ્ત્રીએ અભીપ્રાય જણાવ્યો છતાં તેનો કશો દ્વેષ ન લાવતાં સ્ત્રીને યાર સાથે પ્યારનો વાયદો પુરો પાડવા રજા આપી માટે એનાથી વધારે કયો પુરૂષ લાયક ગણાય.

ચોર લોકો અને ચોરીના કામો ઉપર પ્રીતી રાખનાર હતા તેઓમાંથી એક જણ બોલ્યો કે—ભાઇ એના ધણીને ધન્ય નથી પણ ચોરને ધન્ય છે કે, અંધારી રાતે દાગીનાથી ભરપુર સ્ત્રીને લુટ્યા વગર તેના બોલવાના વિશ્વાસ ઉપર રહી જવા દીધી અને પાછા વળતાં ન લુટતાં ઉલટાં સાસરવાસો કર્યો માટે ચોરથી વધારે લાયક કોણ કહેવાય.

માંસ મદીરાના લોભી જનોમાંથી એક જણ બોલ્યો કે ધણી પણ રજા આપે, ચોર પણ વખતે આશાએ વળગી ન લુટે. પણ પેટમાં સતર મણનો ખાડો પડ્યો હોય તે વખતે જેવું તેવું તાજું

ખાજ મળ્યા છતાં જે રાક્ષસે કપટરૂપ સ્ત્રીના બોલવા ઉપર ભરોસો રાખી જવા દીધી; એટલુંજ નહી પણ પાછી આવી તે વખત અમુલ્ય રતનહાર આપ્યો એ માટે સર્વથી સાક્ષસને વધારે શાબાશી ઘટે છે.

જે છેલડી છબીલીના છંદમાં આનંદ માનનાર છટકદાર છેલ હતા તે પૈકી એક રસીલો બોલી ઉઠયો કે—સ્ત્રીનો ધણી; ચોર, રાક્ષસ હજુ સમજાવ્યા સમજે; પણ કામ રૂપ મદિરાથી મસ્ત બનેલો કામાંધ, વિષયાશકત ભરી વસ્તિમાં બાર ગાઉ સુધી ઉજ્જડ જોનાર અને ઘણો કાળ આશામાંને આશામાં વ્યતીત કરેલ કામીને નવ પરણીત સુંગાર અને રૂપ લાવણ્યતાથી અપસરાને લજાવે તેવી ઘેર બેઠે રાત્રીએ ચાલી આવેલા કેવળ પરેમની પુતળીનો એકાંત સમાગમ થએલા તે વખતે તેની ઉપર કશો પણ દુષ્ટ વીચારન લાવતાં બ્હેન ગણી સાસરવાસો આપી અપરાધની ક્ષમા માગી તેમને ઘેર પાછી જવા દીધી એ સર્વથી આદો આક પામ્યા સરખો પ્રકાશ છે; કેમકે મનુષ્ય માત્ર સૅ વસ્તુને એટલે મદવંતા હાથીનાં કુંભસ્થળનું કેશરીસિંહના દાંતનું મહારથીઓના મદનું અને પ્રબળ પુરાચક્રનું ચુરણ કરી શકે છે, મહાવેગ વાળી નદીઓને તરી પાર જાય છે, ગહન પહાડને ભેદી કે ઉખેડી પોતાની ધારણા પાર પડે છે મોટા મોટા દેવો અને દાનવોને વશ્ય કરી લે છે પણ અંગ વિનાનો અનંગ કામદેવ તેના વેગને તેવા પુરૂષો જરા પણ ઝીલી સકતા નથી અને કેવળ સ્ત્રી આગળ કંગાલ બની મદારીના માંકડાની પેઠે જેમ સ્ત્રી નચાવે તેમ નાચ્યા કરે છે; કહેવાનો ભાવાર્થ એ છે કે મહાબુ સમર્થ વીરનરો પણ કામદેવના તાબે થઇ કામદેવની સહાયતા ભુત સુંદરીની એક સાનમાં શાંત થઇ ભાન ભુલી જાય છે; છતાં સર્વ

વાર્તાના અનુકુળતાનો અનાદર કરી જીતેંદ્રીયની ગણનામાં ગણાયો માટે તે પુરૂષને અનંતાનંત ધન્યવાદ છે.

આ પ્રમાણે લોકો પોતપોતાના મતને અનુકુળ વાતો કહી ચુપ રહ્યા એટલે જેણે ચોરને ધન્યવાદ આપ્યો હતો તે પુરૂષને તરત પોતાના સેવકોને તાબે કરી રાજદ્વારમાં લઇ જઇ કહ્યું કે—બોલ તે સાત કેરીઓનું ઝુમખું કેવા પ્રકારે ચોર્યું અને તેમ શા માટે કરવું પડ્યું તે સતવર નીવેદન કર નકી તો હવે તારી ચાલાકી ચાલનાર નથી. વિચારી જો કે જેણે ખરા ચોરને પકડી પાડવામાં બુદ્ધિ વાપરી છે તે આગળ હવે કશો પ્રપંચ ચાલવા દેવાનો નથી.

આ પ્રકારે બીરબલનું બોલવું સાંભળી ચોર ગભરાયો અને કહેવા લાગ્યો કે—પ્રભુ આપથી કંઇ કળા અજાણી છે. દાયાણી આગળ પેટ કેટલોક વખત સંતાડયે નભી શકે તેમ છે, મહારાજ મારી સ્ત્રી ગર્ભવંતી છે, જેથી તેને કેરીઓ ખાવાની ઇચ્છા ઉત્પન્ન થઇ અને મને પ્રાર્થના કરવા લાગી તેથી મેં તેની ઇચ્છા પરીપુર્ણ કરવા બાળવિદ્યાના બળથી કિલા બહાર રહી બાણદ્વારા કેરીનું ઝુમખું મારા સ્વાધીન કરી ઘેર જઇ સ્ત્રીને આપી સંતોષપાન કરી. માટે હવે જેમ આપની ધ્યાનમાં આવે તેમ કરો મારૂં મસ્તક આપની સમશેરને તાબે છે, ચાહે તો કાપી નાખો કે, ચાહે તો શીરપાવ બંધાવી સુશોભીત કરો.

આ પ્રમાણે સત્યવકતા ચોરનાં કથન શ્રવણ કરી અતી હર્ષવંત અને શાહ પાસે જઇ અભય વચન લઇ સર્વ હકીકત કહી સંભળાવી, તે સાંભળી શાહ બોલ્યા કે—ભલા તે જે વિદ્યાના બળથી કેરીનું ઝુમખું તીર ફેંકી હાથ કર્યું, તે વિદ્યા મને બતાવી દે એટલે થયું

આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી ચોર તે વિદ્યા શીખાડવા

લાગ્યો પણ વિદ્યા સીધ થાય નહી, તેથી શાહ ગુસ્સો કરી કહેવા લાગ્યો કે તું મનમાં કપટ રાખી હજુ મને વિદ્યા શીખવે છે, એમ કહી કેટકીક ધમકી આપી, તે જોઇ બીરબલ બોલ્યો કે–મહારાજ પારકા પાસેથી વીદ્યા આ પ્રકારે ન લેવાય; કેમકે એક અક્ષરના જણાવનારાને પણ ગુરૂ કરી જાણવો જોઇએ અને સર્વ પ્રકારે તેનું માન જાળવવું જોઇએ. છતાં આપ ઉંચા આસને બેસી તેને ધમકી આપતાં અહંભાવથી વિદ્યા શીખો છો તેથી ફળીભુત થશેજ નહીં. વિદ્યા તો માત્રજ વિનયનાજ આધીન છે. જેથી એને ઉંચા આસને બેસાડી આપ શીષ્ય ભાવ તેના આગળ વીનયયુક્ત ઉભા રહી વિદ્યા શીખો, જુઓ પછી ક્ષણવારમાં સીદ્ધ થાય છે કે નથી.

બીરબલનું બોલવું ધ્યાનમાં લઇ શાહે તેજ પ્રમાણે કર્યું એટલે વિદ્યા તરત સીદ્ધ થઇ, જેથી અતિ પ્રસન્ન થઇ વિદ્યાદાતાના ઉપકાર યોગ શીર્પાવ અને બક્ષીસ આપી તેને ઘેર પોંચતો કરાવ્યો.

---

# ભાગ સોળમો.

## વારતા ૧૧૬ મી.

### શું મારા બાપ દાદાઓ પણ ભુખે મરી ગયા.

સંચિત પુર્વ સુકર્મથી. ઉરમાં પ્રગટે આગ;
અતુલિત બળ બુદ્ધિ તણું ટાળે સહુ સંતાપ. પુરણદુ.

એક સમય અકબર શાહે બીરબલ પ્રત્યે પુછ્યું કે–“ કવીરાય સર્વ મનુસ્યો શા દુખથી મરણને શરણ થાય છે ? ” બીરબલે કહયું—આલમનાહ ! મનુષ્ય માત્ર ભુખના દુઃખથી મરણને શરણ થાય છે ! ” તે સાંભળી શાહે જણાવ્યું કે–‘ શું મારા બાપ દાદા

ઓ બણુ ભુખે મરતા મરી ગયા ? ' બીરબલ બોલ્યો કે-' બેસક થએલું ' શાહ બોલ્યો કે—'આ વાત મારા ધ્યાનમાં બેસતી નથી માટે એ વિષેનો દાખલો જોઇએ ' એ સાંભળી બીરબલ બોલ્યો કે સીરતાજ ! થોડા દીવસ પછી તેનો દાખલો આપને આપીશ.

તદનંતર બીરબલે વૃહદવડનાગ અને બીડલવણાદી ચુર્ણજ બનાવી તૈયાર કર્યાં કે જેના સેવનથી ગમે તેટલું ભોજન કર્યું હોય; તદપિ ફરી ભોજન કરવાની ઇચ્છા થાય; અર્થાત એવી પાચન શક્તિવાળા ચુર્ણ બનાવી લીધાં. પછી એક એક દિવસે પોતાની ચતુરા સ્ત્રીને કહ્યું કે-' હે સુક્ષ્મ મધ્ય પ્રદેશવાળી મનોહારિની ! આજે શાહને એક દાખલો આપવો છે, તેથી શાહને આપણે ત્યાં જમવા બોલાવવાના છે માટે નવીન નવીન પકવાનો શાકો, ભજીયાં, તળ્યા વઘાર્યા પદાર્થો રાઇતાં અને આચાર વગેરે અભિનવ પ્રકારથી પાક સામગ્રી બનાવરાવો, અને જે જે વસ્તુઓ જેટલી જેટલી વજનમાં લાવો તેટલી વજન સાથે કાગળ ઉપર તેની નોંધ કરી લેવી. ''

આ પ્રકારે પ્રીયતમનું વચન સાંભળી પ્રીયતમાએ તેજ પ્રમાણે સકળ પ્રકારના પાકના પદાર્થો તૈયાર કરાવ્યા એટલે બીરબલ શાહને પોતાને ત્યાં જમવા માટે તેડી લાવ્યો પછી જમવા બેસાડયા અને પોતાની રૂચિ પ્રમાણે જમી રહ્યો એટલે બીરબલે તે ચુરણમાંથી જરા ચુરણ ખાવા આપ્યું ચુરણ ખાધાને થોડી વાર થઇ એટલે શાહને તો જાણે જમ્યોજ નથી તેમ ક્ષુધા ઉત્પન્ન થઇ, જેથી શાહ બોલ્યો કે-' બીરબલ મને તો જાણે ભુખ લાગી હોય તેમ જણાય છે. સાંભળી બીરબલ બોલ્યો કે-' ગરીબ પરવર ! જે જોઇએ તે તઇયાર છે. ' એમ કહી પ્રથમ જમ્યા હતા તેથી અન્ય પ્રકારના

ભોજનના પદાર્થો પરમ રૂચિ કરતા લાવી આગળ ધર્યા અને મન તૃપ્ત થાય ત્યાં સુધી જમ્યો એટલે ફરી પુર્વ રચીત ચુર્ણનો પ્રયોગ કર્યો, જેમ જેમ ચુર્ણનો પ્રયોગ કરતો ગયો તેમ તેમ ક્ષુધા લાગતી ગઈ અને વારંવાર જમતોજ ગયો જ્યારે અતિ ઉપયોગ થવા જેવું જણાયું ત્યારે બીરબલે ચુર્ણ પ્રયોગ બંધ પાડયો અને મુખવાસાદી આપ્યો તદનંતર શાહ બોલ્યો કે–'રાજા સાહેબ આજે તો જાણે ભસ્મ નામનો રોગ પ્રાપ્ત થયો હોય અને ખાધેલું હજમ થઇ જઇને ભુખ્યો ભુખ્યો તેમ મને પણ થયું હું ધારૂં છું કે આજે મારાથી હમેશાં કરતા બહુંજ વધારે ખવાયું છે ભલા ઠીક છે; પણ પેલી વારતાનો દાખલો આપવાનો છે તે ક્યારે આપશો ? તે સાંભળી બીરબલ બોલ્યો કે—'જીલ્લેઆલમ ! આજે દાખલો આપી ચુક્યો છું એમ કહી પાક સામગરી લાવેલા તેના તોલની યાદીનું કાગળીયું શાહને આપ્યું અને કહ્યું કે–ફકત આટલી, ભોજન સામગરીમાં એક હજુરજ જમ્યા છો, એ ઉપરથી વીચાર કરો કે માણસની તેની શો વરશની આવરદા છે, જ્યારે નીરંતર આટલી ભુખ સહન કરે છે ત્યારે આખી જીંદગીમાં કેટલી ભુખ સહન કરવી પડે ? તો જ્યારે ઘણા દીવસનુ ભુખનું દુઃખ એકઠું થાય કે–એક દીવસ ભુખના સપાટામાં આવી મરણને શરણ થાય છે જો મનુષ્ય માત્રને મન ગમતું વખતસર બીજું ભોજન મળ્યા કરે તો અવસ્ય સો વરશનું આયુશ ભોગવે એમાં જરા સંદેહ નથી.

આ પ્રમાણે બીરબલનાં વચન સાંભળી અને ભોજન સામગરીની યાદી જોઇ અતી આશ્ચર્યવંત થઇ બોલ્યો કે–'આ હીસાબ પ્રમાણે ખરે મનુષ્યમાત્ર ભુખના દુઃખથી મરણને શરણ થાય છે. ધન્ય છે બીરબલ તારી માતાને.

## વારતા ૧૧૭ મી.

## આફત સમય ધીરજ રાખવી.

વાણીક વીલક્ષણ જાત, ઘાત ઘણી ઘટમાં ઘડે;
સાકર મુખે સાક્ષાત. પણ અકળીત વીષ થઈ અડે;
પુર્ણચંદ.

એક સમય શાહે વાણીઆને બોલાવી કહ્યું કે—" તમો કહો છો કે શાહ ભારે ભાગ્યવાન છે માટે મારૂ ભાગ્ય છે તેનું તોલ કરી આપો જ્યાં સુધી ખરૂં તોલ કરી નહી આપો ત્યાં સુધી ઘેર જવા પામશો નહી. "

આ પ્રમાણે કઠોર હુકમ સાંભળી વાણીઆએ વીચાર્યું કે આજે પુરે પુરી કમબખ્તી આવી ભાગ્ય તે કોઇ વસ્તુ નથી કે જેનું તોલ કરી શકીએ ! હશે ખેર જે બન્યું તે ખરૂં **આફત સમય ધીરજ રાખવી,** એ ઘઇડાંની કહેવતને હૈયામાં ધરી નાદ કળા કેળવી જ્યારે શાહને ખુશી કરી ન જોઇએ તો પછી આપણે શાહ શાના! એમ વીચારી એક કાંટો લઇ ચણોઠીઓ કહાડી ચણોઠીઓનો તોલ કરવા લાગ્યા, પણ ચણોઠીઓનો બધાનો તોલ સરખો ક્યાંથી આવે જેથી જે બાજુએ કાંટો નમે તે બાજુએથી એક રતી કહાડી લઇ જોખવા લાગ્યા તો પેલી બાજુએ કાંટો નમવા લાગ્યો એટલે તે બાજુએથી કહાડવા લાગ્યા એટલે આ બાજુએ ઉચો જવા લાગ્યો આ પ્રમાણે તેઓ ઘડભાંગ કરવા લાગ્યા તે જોઇ શાહ બોલ્યો કે—' અતિ દીવાનાની માફક શું કર્યા કરો છો ! તે સાંભળી વાણીઆએ બોલ્યા કે—" એ આપના ભાગ્યનું તોલ કરીએ છીએ. " શાહ બોલ્યા કે—શું મારૂ ભાગ્ય રતી સાથે સરખામણી કરવા જેવું છે ? " વાણીઆ બોલ્યા કે—" હા સાહેબ ! એક રતી પ્રમાણે આપનું ભા

ય છે એમ અમારી ધારણા પ્રમાણે નિશ્ચય થાય છે " આવું વાણીઆઓનું બોલાવું સાંભળી શાહની ભ્રકુટી વિચિત્ર થઇ આવી અને કહેવા લાગ્યો કે–' કેમકે ! મારા ભાગ્યની અતુલીત રચનાને માત્ર એક ચણોઠી બરાબરજ માનો છો, બતાવો તેનો પુર્ણ પ્રકારે દાખલો નહી તો, હવે મોત માથેજ ભમી રહ્યુ છે, જેને તેને ચપટીમા ઉઠાવો છો તેમ મને પણ ઉડાવવા માંડયો ! મીઠું મીઠું બોલી જગતનું કાળજુ ફોલી ખાનાર ઉદર રૂપે નંદરૂપ પ્રગટ થઇ પૃથ્વી પાળકને ત્યાંજ પોતાની કળા પ્રકાશવા લાગ્યા છો.

વાણીઆં હાથ જોડી બોલ્યા કે ગરીબપરવર ! સાપ બહે વાંકો ચાલે છે પણ દરમાં તો; સીધો દોર જેવો થાય છે, તેમ અમે તેવા શાહુણપત ચલાવનાર તદપી તમારી આગળ અમારી કળા કેળવાએ એ તો અમારા મ્હોતની નીશાની છે એમ સારી પેઠે સમજીએ છીએ માટે આપ આપનો મીજાજ ગરમ ના કરો અને અમારી પુરેપુરી વારતાઓ સાંભળો પછી જો આપની ધ્યાનમાં અમે ચાલાકી ચલાવી છે એમ જણાય તો પછી અમે કયાં આપની નજર આગળથી જવા પામીએ તેમ છીએ."

તે સાંભળી શાહ બોલ્યો ત્યારે એક ચણોઠી બરાબર મારૂ ભાગ્ય કેવી રીતે ઠરાવ્યું.

આ પ્રશ્ન સાંભળી શાહુકારો બોલ્યા કે:—

સુંદર રૂપ અનુપ સુધાસમ વાકય વદે મન ભાવન નીકે
કાવ્ય કળા ગુણ પંડિત જાનત ભેદ બલે સબહી કે;
પ્રાણ વદે સબ યે ગુન અઉગુન માંઝ ખપે અરૂલાગત ફીકે,
હે રતિતો રતિનાથ અહૈ નહિ એક રાતિ તો હૈ એક રતીકે.

માણસ માત્ર ગમે તેવો ગુણી કળા કૌશલ્યતાથી ભરપુર તથા

સર્વ સમૃદ્ધિવંત ગૃહસ્થ કે દેશપતિ હોય પણ જો તેનામાં એક રતીની ખામી છે તો તે એક રતીતોજ ગણાય છે. પણ આપ સાહેબમાં રતીની ખામી નથી અર્થાત રતી ભાગ્યવાળા છો તેથી હિંદપતી ગણાઓ છો. અને કરોડો માણસો આપના મુખ સામું જોઈ જીવન ગુજારે છે જેથી આપના ભાગ્યનું તોલ એક રતી પ્રમાણે છે. જો આ વાત અયોગ્ય હોય તો હવે જેમ આપની તબીઅત ચાહે તેમ શીક્ષા કરો.

# ભાગ સત્તરમો.

## વારતા ૧૧૮ મી.

### પ્રત્યેક મનુસ્યને પોતાની ભુલ અને પારકી અછત.

કરે કામ કોઈ શ્રેષ્ટ કદી, પણ નહી પડે પસંદ;
નીજ કરથી બગડે કદા, તો પણ પડે પસંદ; શાર્મા

એક દીવસ અકબરશાહ અને બીરબલ યમુનાના કીનારા ઉપર ઝરોખાવાળા હવા મહેલમાં જમનાના જળ તરંગની સોભા નિહાળતા વિવિધ પ્રકારની રમુજી અને બોધ લેવા લાયક વાર્તાઓનો વિનોદ ચલાવતા હતા તે સમય નેચરલ—કુદરતી બનાવોના નિયમો ઉપર નજર કરતાં બીરબલ બોલ્યો કે—“ જગતના પ્રાણી માત્રથી ઉત્તમ દેહ મનુષ્યનો છે; કેમકે તે સુંદર જ્ઞાનશક્તિ અને અનય પ્રાણીઓને અંકુશમાં રાખવાની તથા તેઓનું ભરણ પોષણ કરવાની શક્તિ ધરાવે છે, જો તેમાં એક માયાની જાળ જગતકર્તાએ ન નીપજાવી હોત તો પ્રાણી માત્ર મહાસુખ માણત, પણ માયા બડી મોહિની, જેના વજ્રમય જાળા સાંગો કહે સઘવાઈ રહ્યા તે કઈક ચહ્યા અને કઈક પાળા. એ પીશાચીની માયાના પ્રપંચમા પ્રાણી

પ્રાણી માત્ર સપડાય છે. અને તેથી અનેક પ્રકારની અઘટિત ચેષ્ટાઓ સાથે અનાચાર આદરે છે વળી એજ માયાના લીધે પોતાનું ગમે તેવું કદરૂપું ગંદુ અરે રોગીષ્ઠ બાળક હશે; છતાં પણ તેનું પ્રેમથી લાલન પાલન કરી આનંદ માનશે અને પારકાનું ગમે તેવું રૂપાળું અને નીરોગી હશેઃ તો પણ તેના તરફ તીરસ્કારની નજરે નીહાળશે એ સર્વ માયાના વીપરીત બનાવો છે. જે મીથ્યા હશે તેમાં સત્યપણાનો ભરમ ઉપજાવનાર પણ માયાજ છે " આ બીરબલ વાર્તા કરતો હતો તેટલામાં વચમાં શાહ બોલી ઉઠયો કે—' બીજું તે કહેતું ઠીક છે, પણ કદરૂપા, બાળકને કાંઇ રૂપાળો ગણે તેવું કોઇનું સમજવું હોય રૂપાળુંજ કહેવાય અને કદરૂપાને કદરૂપુંજ કહેવાય, માટે આ તારા બોલવા ઉપર વિશેષ વજન રાખવા જેવું ધારતો નથી.

બીરબલ બોલ્યો કે—" હજુર આલી ! પ્રત્યેક મનુષ્યને પોતાની ભુલ અને પારકી અછત નજરે આવતી નથી, પણ તેની પ્રતીતી આપતા હાલ હું આપને દલિલ સાથે દાખલો આપીશ. એટલે આપ પણ પોતાની મેળેજ કબુલ કરશો સમજુ જનને સમજાવવું સહેલ છે.

બીજે દિવશે શાહ હજુર બીરબલે એક સિરી બાદશાહને બોલાવી કહ્યું કે—" સરકારને એક વિશ્વાસું અને નીમકહલાલ હજુરીઓ રાખવાનો છે પણ તે ફુટતી મુછવાળો જોઇએ માટે તમારી નજરમાં જે ઘણો રૂપાળો લાગે તેને લઇ આવો તમને પણ આ કામના બદલામાં જમાદારની જગા આપવામાં આવશે માટે જેમ બને તેમ ચીવટ રાખી વહેલો ખોળી લાવો આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી સીદી બાદશાહ બહુ ખુશી થયા અને કહ્યું કે,

મહોત અચ્છા જેશા સરકારકા હુકમ એમ કહી બીરબલના કહેવા મુજબ હજુરીઆને ખંતથી ખોળવા લાગ્યા. પણ આખા દીલી શહેરમાં કોઇ આવતી જવાની વાળો રૂપવંત હજુરીઓ નજરમાં આવ્યો નહીં જેને જોઇ કહે તો કે–' રૂપાલા નહી હે મારો છોકરો સોળ સતર વર્ષનો જે રૂપાળો અને સમજુ છે તેવો કોઇ મને તો જાણુતો નથી તેવા રૂપાળાને છોડી બીજા લોકોના કદરૂપા કુંવરડાંને શોધવા એતો માથાકુટજ છે એમ વીચારી પોતાના છોકરાને શણગારી સાથે લઇ શાહ હજુર આવી બીરબલને કહેવા લાગ્યો કે આપના હુકમ પ્રમાણે મે ઘણુા ઘણુા જવાનીયા જોયા પણ એકે રૂપાળો જણાયો નહીં તેથી છેવટ આ મારી નજર ઠરવા લાયક જણાયો એટલે આપ હજુર તેને લઇ આવ્યો.

આ પ્રમાણે તેનું બોલવું સાંભળી બીરબલ બોલ્યો કે સીદી સાહેબ આ તમારો શું સગો થાય છે ? સીદી બાદશાહે મો. મલકાવી કહ્યું કે માલતો ખુદા રસુલનો છે પણ મારો દીકરો છે. ' આવુ સીદીનું બોલવું સાંભળી શાહ પ્રત્યે કહેવા લાગ્યો કે–' કહો હવે આપનું કહેવું ખરૂં કે મારૂ ? જુવો સીદીનો છોકરો મુગલ, તથા બ્રાહ્મણ વગેરેના છોકરાથી પણ આ સીદી બાદશાહે રૂપવંત માનેલ છે. માટે જગતમાં બીજાને અણગમો ઉપજાવે તેવું પોતાનું બાળક હોય; તો પણ પ્યારૂં અને રૂપાળુ લાગે છે સર્વના મનનો સ્વભાવિક નીયમ છે

આ પ્રમાણે વાતચીત થયાં પછી સીદી બાદશાહના છોકરાને ઇનામ આપી વીદાય કર્યો અને બીરબલને ધન્યવાદ આપી તેનું કહેવું કબુલ રાખવું.

---

## વારતા ૧૧૯ મી.

### રાજા કોઇનો મિત્ર થયો કોઇએ જોયો સાંભળ્યો છે.

જે જનને વીત્યા હોય વિતક, તે તસ ભેદને જાણે.
પણ જેને નહીં વીતી હોય તે, અહંકાર એતી આણે.

પ્રાણજીવન.

એક સમય અકબરશાહની કચેરીમાં કોઇ ગુંચવાડા ભરેલો કેસ આવ્યો અને તેમાં કોઇને કંઇ સમજ પડે નહી અને તેવા કેસોને પાર પાડી શકે તેવો બાહોશ બીરબલ તે દીવસે કાંઇ કારણસર આવી શકયો ન હતો જો કે તેની ઘડી બેઘડી વાટ જોઇ તદપી બીરબલ આવ્યો નહીં. તેથી શાહે તેને બોલાવી લાવવા પટાવાળાને મોકલ્યો પટાવાળે બીરબલને જઇ કહ્યું કે—" આપને નામદાર શાહ બોલાવે છે માટે તરત પધારો " તે સાંભળી બીરબલે કહ્યું કે—જાઓ હું આવું છું " પટાવાળો પાછો વળ્યો અને શાહને આવી કહયું કે—રાજા સાહેબ હમણાં આવે છે " પટાવાળાને આવ્યાને અરધો કલાક થયો પણ બીરબલ ન આવ્યો ત્યારે ફરી બીજાને મોકલ્યો, તેને ઉપર પ્રમાણે જવાબ દઇ વીદાય કર્યો. ફરી એક ઘડી શાહે વાટ જોઇ; તદપિ બીરબલ આવ્યો નહી ત્યારે ફરી ત્રીજી વખત મોકલ્યો; તેને પણ તેજ પ્રમાણે વીદાય કર્યો આમ ત્રણ વખત તેડુ કર્યાં છતાં જયારે બીરબલનું આવવું થયું નહી એટલે એક અમલદારને હુકમ કર્યો કે—જાઓ, બીરબલને તેડી આવો. જો કહેતાંની સાથે આવે તો ભલે નહીં તો તેને પકડીને લઈ આવો. "

આ પ્રમાણે હુકમ થતાં વેંત એક અમલદાર બીરબલને ત્યાં જઇ કહેવા લાગ્યો કે—" ચાલો હવે સરકાર ગુસ્સે થાય છે, જો

આવવું હોય તો હા કહો નહીતો ના કહો ? " આ પ્રમાણે તે અમલદારનું બોલવું થયું એટલે એટલે બીરબલ સમજી ગયો તે– " રાજા મિત્ર કેન દ્રષ્ટ શ્રુતવા "—રાજા કોઇના મિત્ર થયા જોયા કે સાંભળ્યા નથી ઘડીમાં જે મસ્તકનું જરકશી શીરપેચ સુશોભીત કર્યું હોય તેજ મસ્તકને ઘડીકમાં ધડ થકી જુદું કરવામાં પણ વાર લગાડે નહીં માટે હવે બાષાસર જવું એજ અતી ઉત્તમ છે.

એમ વીચારી તરત પોષાક પહેરી તે અમલદાર સાથે બીરબલ કચેરીમાં આવ્યો અને અદબ સહીત શાહને સલામ કરી નીત્યના નીયમ પ્રમાણે પોતાને આસને બેઠો. તદનંતર શાહે બીરબલને પુ-છ્યું કે–' રાજા સાહેબ ! આજે આટલા બધા તેડા થયા છતાં પણ આવવાને અવકાશ ન હતો મળતો તો એવા શા કામમાં પડેલા હતા ? બીરબલ હાથ જોડી બોલ્યો કે—" હજુર આલી ! છોકરો હાઠા ઉપર ચઢયો હતો. તેથી તેનું મન મનાવવામાં ગુથાયો હતો.

શાહે જણાવ્યું કે–" હાલ તમારામાં પણ કળીયુગે પ્રવેશ કર્યો જણાય છે. તેથી જુઠું બોલવું શરૂ કર્યું છે બાળક હઠ લઇ બેઠો હોય તો તેને જોઇતી વસ્તુ આણી આપી એટલે રાજી ! એમાં તે આટલી બધી વાર શાની ! / કામ કાંઇ હશે અને બતાવવું બીજું. તે માન માનવામાં કેમ આવે ? " આવાં શાહનાં વચન સાંભળી બીરબલ બોલ્યો કે– " શિરતાજ ? ભલે આપ જે ફરમાવો તેનો મારાથી અનાદર થઈ શકે તેમ નથી. પણ દરદીકા જીયા જાને બેદ-રદીકી બલા જાને ' જેને જેવો જેવો અનુભવ તેને તેવો આભાસ ભાસે છે, પરંતુ જ્યારે પુરેપુરો વીતક વીતે છે ત્યારે મુએ મોઢે તેનો સ્વીકાર કરવો પડે છે.

આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહે કહ્યું કે—" ઠીક છે કોઇ સમય તેનો સચોટ દાખલો બતાવીશ એટલે એની મેળે સમજાશે. આવા પ્રકારનું શાહનું ભાશણ સાંભળી બીરબલ બોલ્યો કે—" એ અદબી માફ કરશો આપ સકળ પ્રજાની પીતા છો. જેથી આપજ પીતા બનો અને હું નાનો બાળુડો બનું એટલે પછી આપ મારો હઠો પુર્ણ કરજો, જે કામ પછી કરવાનું તે કામ હમણાંજ કરવું યોગ્ય છે; કેમકે જે કરવું તે કામ અને કરવાના તે વાયદા સમજવા જે કામ એકદમ કરવાનું હોય તે તરતજ કરી દેવું. તેને આવતી કાલ ઉપર મુલતવી રાખવું નહી કારણ કે આવતી કાલે શી ઉપાધી આવી પડશે તે આપણે જાણતા નથી. માટે વાયદાની વાત વીસારી દઇ અતયારેજ અમલમાં આણવી અતી ઉત્તમ છે. જે કામ આપણે કરવા સરખું હોય આપણે કરી શકીએ તેવું હોય તે બીજાને સોપવું નહી. શાહે કહ્યું કે—" તયારે બનો બાલુડો એટલે હઠો પુરો પાડુ " આવુ શાહનું બોલવું સાંભળતાંજ બીરબલે પોતાનો પોષાક ઉતારી અજ્ઞાન બાળક સમાન કેવો પોષાક પહેરી લઇ જમીનમાં આળોટતો અને રડતો બાળચેસ્ટા કરવા લાગ્યો એટલે શાહ કેને મનાવવા પીતારૂપ મીષ્ઠ વચતો કહી પુષ્કળ રીતે ફોસલાવવા લાગ્યો કે—બેટા ! રડેછે શા માટે જોઇએ તે માગી લે ! હું હાલ તે ચીજ લાવી આપીશ આ પ્રમાણે કહી જેમ જેમ સમજાવવા લાગ્યો તેમ તેમ તો તે બાળકરૂપ બીરબલ વધારે વધારે રડવા લાગ્યો છેવટે ફોસલાવતાં ડસકાં ભરતો ભરતો કહેવા લાગ્યો કે મને શેરડી આણી આપો ' આ પ્રમાણે તેનું બોલવું સાંભળી શાહે દોડતો સીપાઇ મોકલી શેરડીનો ભારો મંગાવી તેમના અગાડી મુકયો અને કહ્યું કે—" લે આ શેરડીના સાંઠા એમાંથી જે સારા તે તારા અને મારી પસંદગી ઉપર રહે તો આ સાંઠા સહુથી-

આરો છે ” એમ કહી એક રણીલો સાંઠો આપો એટલે એકદમ ગુસ્સો કરી ફેંકી દીધો અને કહેવા લાગ્યો કે—“ આ નહીં પેલો” આમ કરતાં કરતાં છેવટે એક સાંઠો પંસદ કર્યો એટલે હાથમાં લઇ ફરી રડવા લાગ્યો એટલે તેને ફરી રડવાનું કારણ પુછયું એ-ટલે તેણે જણાવ્યું કે—’ આ સાંઠો બેશ કરીને તું છોલી આપ પછી શાહે તે સાંઠે છોલી આપ્યો અને તેના હીાથમાં આપ્યો એટલે ફરી રડવું શરૂ કર્યું શાહે પુનઃ પુછયું ત્યારે બોલ્યો તેના મજેના નાના નાના કડકા કરી મારી ટોપીમાં નાંખી આપ,’ જ્યારે તેના કહેવા પ્રમાણે કડકા કરી ટોપીમાં ભરી આપ્યા ત્યારે ફરી બહુજ રોવા લાગ્યો એટલે શાહે કહ્યું કે—“ હજુ શું બાકી રહેલું છે તે રડે છે ! ” બાળક બોલ્યો કે તેં ઝીણા કડકા કરી નાંખ્યા માટે મારો હતો તેવો ને તેવોજ આ સાંઠો કરી આપ, ‘ ઉં ઊં ઉં ઊં એમ કહી ટોપીમાં ભરેલા કડકા ફેંકી દઇ આળોટવું ને રોવું જેમનું તેમ ચાલુંજ રાખ્યું તે જોઇ છેવટે શાહે પેલા કડકા વીણી લાવી કહ્યું કે જોઇએ તો બીજી એકની બે છોલી આપું પણ તેના કકડા થઇ ગયા તે હવે આખો શી રીતે થાય. રોતાં રોતાં જણા-વ્યું કે તે થાય કે ન થાય પણ કરી આપ, નહીં શાહે કંટાળીને બીરબલને કહ્યું કે—‘બસ કર તારા કહેવા પ્રમાણે અજ્ઞાની છોકરા-ઓની હઠ કેમે કરીને પુરી થકે નહિ, અને નહી જેવા કામ માટે કોડી એકના બનાવી અત્યંત કંટાળો આપે, તનેજ શાબાશી આ-પવી ઘટે છે કે તેવાં હઠીલા છોકરાને તુંજ રોજ સમજાવી શકે ! હું તો તારા અવધગીના બનાવથીજ નાકે લીટા ખેંચી ગયો, માટે સત્ય છે કે જ્યાં સુધી જે વસ્તુનો જેને જોઇએ તેટલો અનુભવ ન થયો હોય, ત્યાં સુધી તે વસ્તુ માટે મનમાં ગરવ કરે છે એમાં જરા શક નથી.

# ભાગ અઢારમો

## વારતા ૧૨૦મી.

### જગતમાં કોનું જીવવું ધન્ય છે.

વિબુધ જનોને વખત વહુ, વિનોદમાં વ્યય થાય;
મુરખ તણો મદ દોહમાં, વ્યર્થ વખત વહી જાય. પ્રાણજીવન.

એક સમય અકબરશાહ બાદશાહે બીરબલ પ્રત્યે પુછયું કે—પ્યારા મિત્ર જગતમાં કોનું જીવવું ધન્ય છે મુરખ કોણ? સન્ત કોણ દુષ્ટા સ્ત્રીનાં કરવત શું? ખરી મજાહ શામાં છે, પવિત્ર ધર્મનો રહસ્ય શું ન્યાયી રાજા કોણ અને તરણ તારણ ગુરુ કોને કહેવા, આ આઠ પ્રશ્નોનું યથાર્થ રીતિએ પ્રમાણોસહ વીવેચન કર.

આવા પ્રશ્ન સાંભળી બીરબલ મન સાથે વિચાર કરી બોલ્યો કે—ભુલક બખ્ત બાદશાહ સલામત જહાં? શાસ્ત્ર પ્રમાણ અનુમાન પ્રમાણ અને પ્રત્યક્ષ પ્રમાણ વડે વિચાર યુક્ત આપના પહેલા પ્રશ્નનો એ ઉત્તર છે કે

જેણે આ નિઃસાર સંસારમાં જન્મી જગતના જીવોના જીવને જેમ બને તેમ સંતોષાનંદ આપવા ઉત્તમ કૃત્ય આચારી લોકોના મુખથી ઉત્પન્ન થએલી જય સુંદરીને વર્યો નથી—લોકોએ જેના માટે ધન્યવાદ આપો નથી અને કેવળ પોતાની નિંદા થતીજ સાંભળી છે, તે મનુષ્યનું જીવન કરતાં મરવું એ અતિ ઉતમ છે. કહેવાનો ભાવાર્થ એ છે કે જગતમાં જન્મી જેણે કીર્તિ સંપાદન કરી નથી તે જીવતાજ મુવા સરખો છે, માટે પરોપકાર કરવો જેથી સ્વયંકાતી સંપાદન કરી જીવીતને ધન્ય કરે છે.

આ પૃથિવી તળમાં મુરખને ઓળખી લેવા માટે અમુલ્ય વચન એ છે કે-

ઉદેરાજ કવિએ કહ્યું છે કે શું મુરખાઓની ખાણ હોય છે કે જેથી ઉત્પન્ન થતા મુરખાઓને પારખી શકાએ ? ના, ના, તેમ નથી. માત્ર મુર્ખાઓને ઓળખી કહાડવાનો તો એજ ઉત્તમ અને કીમતી દાખલો છે:—જે માણસ વિના મતલબે જેના તેના અગાડી અળખામણો થાય અર્થાત પોતાનો સ્વારથ જે કામ સાથે જરી પણ ન હોય છતાં તેમાં ડહાપણ ડહોળી જેની તેની આખે થાય, તેનેજ મુરખ જાણવો, વળી બીજો પણ સત્તા પ્રકારના મુખથી શ્રી સ્વાયંભુવ મનુએ માનેલા છે, એટલે પહેલો મુરખો છે કે—જે શિષ ગરભાવને જાણતો નથી એવા કુશિષ્યને વિષય માની વિદ્યા આપે અથવા ભલામણ આપે ૧ બીજો જે દુઃખી જનોનું દુઃખ દેખી તન ધનાદી આપી તેનું દુઃખ દુર કરતો નથી. ૨ ત્રીજો જે લાગ આવ્યા છતાં શતરૂ બચાવ કરી પોતાનું ચોથો ચાહે છે. કામ કર્યાં વિના પોતાના મુખથી બડાઇની વાત બોલે પાંચમો પોતે નિર્બળ છતાં બળવાન સાથે વેર બાંધે છે છઠો કે—જ્ઞાની ગુપ્ત જ્ઞાન છતાં નિંદિત કર્મો કર્યા કરે છે સાતમો ગુની વાર્તાઓ કહે તે ઉપર શ્રદ્ધા રાખે નહીં આઠમો ગુની સ્ત્રી અથવા ગોત્રમાંના સ્ત્રી સાથે દુષ્ટ કાર્ય કરે. પાપના પુંજરૂપ જે સ્ત્રી તેના રહેવા પ્રમાણે કામ કરી પોતે પ્રતિષ્ટા અને માન મેળવવાની ઇચ્છા રાખે છે દશમો પોતાનું બીજ બીજા ખેતરમાં વાવે અર્થાત પોતાની સ્ત્રી સાથે રમણ ન કરતાં પર સ્ત્રી સાથે રમણ કરે અગીઆરમો—છાની રાખવા લાયક જે વાર્તા છે તે સ્ત્રીને કહી દે બારમો કોઇને કાંઇ ચીજ આપવાનું કહ્યા, છતાં તે ચીજ આપ નહીં તેરમો સાહમા માણસની વાતચીતનો મરમ જાણ્યા વીના પોતે વચમાંજ બોલી ઉઠે ચૌદમો કર્મ કરી તેનું ફળ ચાહે છે અર્થાત યજ્ઞ ધર્મા કર્માદી નીષ્કાળ વ્રતીથી ન કરતા સકરમ

અમુક ઇચ્છાનો પાર પાડવા માટે કરે પંદરમો યાચક તથા ભીખારી અભ્યાગતનો કશું ન આપતાં ઉલટાં કડવા વચનો કહી તેને તીરસ્કાર કરે સોળમો ધનવાન છતાં દાન ભોગ ન કરે; અર્થાત પૈસા પાસે પુષ્કળ છે, પણ તેમાંથી પોતે પણ ખાતો વાપરતો નથી તેમ પરના ઉપકાર માટે પણ ઉપયોગ લેતો નથી. અને સતરમો મુરખ એ છે કે પોતાના ભાઇનો ભાગ પણ હરણ કરી લેવામાં ચાહે છે આ ઉપરાંત જે આ લોક અને પરલોકની ચીંતા નથી રાખતો તે સર્વો-પરી મુર્ખરાજ છે; કેમકે અમુક કામ કરવાથી મારૂ આ લોકમાં સારૂ અને પરલોકમાં પણ સદગતિ પ્રાપ્ત થશે એવું કામ કરવાની જેને જરાપણ કાળજી નથી એ સર્વ મુર્ખાઓનો રાજા ગણાય છે.

શુધ્ધ સંતના લક્ષણ એ છે કે પોતે અનેક પ્રકારનાં દુઃખ સ-હન કરે પણ પરને દુઃખ ન ઉપજાવતાં સુખ કરવા ચાહે છે. પાર-કા દુઃખે દુખીઆ અને પારકા સુખ કરવા ચાહે છે. પારકા દુઃખે દુખીઆ અને પારકા સુખે સુખીઆ, સંસારમાં રહેતાં છતાં જળમાં કમળની પેઠે સંસારના વિષયોથી નિર્લેપ રહે, શાંત પ્રકુતીવંત મદ રસીત વૈરાગ્યવંત મીત્ર અને દુશ્મન ઉપર સમાન ભાવ, લોભ, ઇર્ષા હરણ ભયાદી મર્મનો ત્યાગ કરે છે, દયાળુ મનવાળા, ગરીબ ઉપર દયા રાખનાર મન વચન અને કાયાથી પ્રભુ ભક્તીમાં તલ્લીન રહે, કામ ક્રોધ, માયા, માનથી રહીત અતિ નમ્ર શાંતિ વિરતી તથા સમર્પણ છે, શીલતા સરલતા દીજપદ ઉપર પ્રેમાલવૃતિ, મન તથા ઇંદ્રિયોને નિગ્રહ કરેલા અખંડ નીયમ ધારી, કોઇને માઠું લાગે તેવો શબ્દ ન બોલે; નીંદા સ્તુતી કરનારને સમાન ગણે અને કેવળ જેનું મન જગત નિયંતાના ચરણમાંજ લાગ્યુ હોય તેજ સંત કહેવાય છે. હમેશાં દુઃખ સહન કરનાર ઉત્તમ ગણાય છે અને પરને દુઃખ દેના-

રને અધમ ગતી પ્રાપ્ત થાય છે જુઓ કે મલ્યાગીરી ચંદનને કોહાડો કાપે છે. તદપી તેનું મુખ સુગંધદાર કરે છે એવી જેની દુષ્ટતા કરનાર ઉપર પણ દયાળુતા છે તેથી ચંદન દેવતાઓના મસ્તક ઉપર ચઢે છે અને પોતાનું મોઢું ધુમ્ના બતાવતા છતાં પણ સુગંધદાર કરે છે; તદપી તેને કાપવા ઉત્સુક રહે છે તેવા કુતઘ્ન પણાથી કોહાડો વૃક્ષ કાપ્યા પછી બુઠો થાય એટલે પાછો લવાર હાથ જાય છે અને દેવતામાં લાલચોળ કરી ઘણાના માર મારી તેનું મોઢું ટીપે છે એજ તેની કુઘ્નતાનો દંડ મળે છે; તેમજ દુપતા કરનાર ઉપર પણ સંત–લોકો પરમા દયાળુતા દાખવે છે.

દુષ્ટા સ્ત્રીનાં કર્તવ્ય કર્મ એ છે કે–પ્રાતઃકાળમાં ઉઠી પ્રભુ સ્મરણ ન કરતાં કલેશનું સ્મરણ કરે છે, કાંતો પોતાના પતિ સાથે કાંતો પાડોસી આડોસી સાથે ગમે તે વાતમાં વચકાં પાડી વાટે જતી તકરાર વહોરી કંકાસ કરે છે અને કદાચ લડવાના અપાર ચાળા કરતાં છતાં પણ તે સાથે લઢનાર ન મળ્યું તો પોતાના બાળકોનું તે કુંભારાજા કુટીયું કહાડી નાંખે છે અને તે સર્વ દુષ્ટ ગુણોના ભંડારરૂપ હોય છે. કદાચ તે સંબંધીઓ સાથે મલતાપણું બતાવનારી હોય તો જાણવું કે અવશ્ય સર્વની આંખોમાં ધુળ નાંખી આડો વ્યવહાર આદરનારી છે એમ સમજી લેવું અર્થાત વીશેષ નાંખી સાથે મમત બતાવનારી સ્ત્રી પતીને ઠગનારી ઠગારી જારીણીજ હોય છે. સુકૃત્યમાં જેનું જરા પણ મન નહીં, પણ પ્રત્યેક કુકૃત્ય અને દુઃખદાયક આચરણોજ આચરવા જેનું મન સદા એક સરખું લાગી રહેલું હોય છે, જેથી એવી દુષ્ટા સ્ત્રીઓના સુખ સહેવાસમાં રહેવા કરતાં તો એકાંતપણામાં વાંઢા રહી વીયોગપણામાં જીંદગી ગાળવામાં અપાર સુખ છે; કેરીકે—

જેહી ઉતંગ સઠી પીર પતન સઉ ઉતંગ નહીં કુપ;

જો સુખમેં દુઃખ હી બસઈ, સો સુખ હઇ દુઃખ રૂપ.

દુષ્ટ સંગ દેતાં પ્રથમ. દેજે મહોત દયાળ;
દુષ્ટ સંગ જેવું મરણ, કરે ન હાલ બેહાલ,

કીબ્લે આલમપનાહ મનુષ્ય માત્ર રાજ્ય, ધન, સંપદા. સ્ત્રી પુત્ર પરીવાર કે મિત્રાદીના મળવાથી જેવી મજાહ મળતી નથી તેવું સુખ ક્ષણુવારના સંત સમાગમથી મળે છે, કહ્યું છે તે—

તાત સ્વરગ અપવરગ સુખ. ધરીયે તુલા એક અંગ;
તુલેન તાહી સકલ મીલી, જો સુખ લવ સત સંગ.

મહારાજ ધર્મ વિષયમાં અનેક પથો પ્રકક થએલ છે, પરંતુ સુધર્મનો સાર અહિંસા પરમો ધર્મ કોઇ જીવની હીંસા ન કરો ચોરી ચુગલી, કપટ, પાખંડ જુઠ, ઇર્ષા ન કરો પરધનને પથર અને પર-સ્ત્રી જનેતા સમાન જાણો કોઇની લાગણી દુખાય તેવાં કામ ન કરો સતસંગ આચારમાં રહી સર્વેને સંતોષ આપો કેમકે પારકાનું હિત કરવું તે સમાન કોઇ પુણ્ય નથી અને પારકાને પીડા આપવી તે સમાન કોઇ પાપ નથી. એજ પવિત્ર ધર્મનો રહસ્ય છે.

જગજીવન ન્યાયી રાજા એજ કે–પોતાની પ્રજાની પીડા આપનાર કે ન્યાયનું ખંડન કરનાર પોતાના પ્રિય પુત્ર હોય તોપણ તેને ઇન્સાફની રાહે યોગ્ય શીક્ષા કરી પ્રજાને નેક ન્યાય આપી તેનું પાલન કરવું એજ ન્યાયી રાજા કહેવાય છે, કહ્યું છે કેઃ—

ન્યાયી તેજ નુપાલ, સત્ય નીજનું નહીં ચુકે,
ન્યાયી તેજ નુપાલ, ધર્મ મર્યાદ ન મુકે;
ન્યાયી તેજ નુપાલ, પુત્રવત પાલે પ્રજાને;
ન્યાયી તેજ નુપાલ, ન્યાય સમ સીંહ અજાને,
ન્યાયી નરવર તેજ છે, પક્ષ કરે નહીં પુત્રનો;
ધન્ય ધન્ય તરણી તે જાણો; પતી જગ સુત્રનો,

અને તરણ તારણ ગુરૂ એજ કે—પવિત્ર શાસ્ત્રના વાક્યો વડે જેમ બને તેમ શીષ્યનુ હીત ચીંતવી શુદ્ધ ઉપદેશ આપે અને પોતે પણ શુદ્ધ નીયમ ધર્મમાં પ્રવરતે તેજ તરણ તારણ ગુરૂ કહેવાય છે.

આપે શુભ ઉપદેશ દેષ લવલેશ ન રાખે;
જન હીત કરતા જેહ, તેહ વાક્યો મુખ ભાખે;
સહી સંકટ અતી આપ, તાપ શીષ્યોના ટાળે;
ભવરૂજ ભીષગ સમાન, ગ્નાન બળથી દુ:ખ બાળે;
અતી દયાળ ગુણમાળ ગુરૂ જન્મ મરણ ભવ ભય હરણ;
અશરણ શરણ યુગ ચરણ વર, જયો જયો તારણ તારણ.

આ પ્રમાણે બીરબલના આપેલા ઉતરો સાંભળી શાહ અતી આનંદ પાંમ્યો, અને તેના બુદ્ધિબળની અત્યંત સરાહના કરી અમુલ્ય શીરપાવ આપ્યો.

### મનહર છંદ.

સ્થાપવા સુનીતી રીતિ કાપવા કંકાસ ત્રાસ,
આપવા સુબોધ મોદ એજ હેતુ ધારીને;
બાદશાહ બીરબલનાજ ભાગ ચાર પુર્ણ
રચ્યા પુર્ણચંદે પ્યારથી સુધારીને.
શેટશેટી મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેએ,
છપાવી પ્રસીદ્ધ કર્યા લાભદા વીચારીને;
વાંચો વ્હાલા વાંચકો વીચારી વાત સાર.
વાર વાર દયા આણી દીન સહુ દોષોને વિચારીને

## સમાપ્ત.

